# બાલભક્ત પ્રહ્લાદજી

પ્રકાશક

બ્હેનો

સંવત્-૧૯૮૭ ] [ ઇ. સ. ૧૯૩૧

વિના મૂલ્ય

## અનુક્રમણિકા.





श्री हरिः ॐ

# शान्तिः

श्री ________________________________________

## ભાઈ શાંતિલાલની
## પુણ્યતિથિએ
## સપ્રેમ ઉપહાર

ચૈત્રવદ અગ્યારસ　　　　　તા. ૧૩ એપ્રીલ,
સંવત્ ૧૯૮૭.　　　　　　ઈ. સ. ૧૯૩૧.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | ને | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૧ | | ૫ | ધ્રવ | ધ્રુવ |
| ૩૩ | | ૨ | તા | તો |
| ૩૫ | | ૧૫ | પરાહત | પરહિત |
| ૪૨ | | ૧૧ | કૃષ્ટન | કૃષ્ટના |
| ૪૪ | | ૧૩ | "ગાડ" | "ગૉડ" |
| ૬૫ | | ૨ | ભ્રકુટી | ભ્રુકુટી |
| ૮૩ | | ૧૧ | બન્ન | બન્ને |

---

મુદ્રકઃ—રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ.
મુદ્રણસ્થાનઃ—"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ.
પ્રકાશકઃ—સૌ. બ્હેન લીલાવતી
પ્રકાશકસ્થાનઃ—૨૧, મીન્ટરોડ, કોટ, મુંબઈ નં. ૧.

## ભાઈ શાન્તિલાલ મુળજી



જન્મ: પોષ વદી ૧૪ સં. ૧૯૬૮

સ્વર્ગવાસ: ચૈત્ર વદી ૧૧ સં. ૧૯૮૬

આવ્યો ઉષાના સ્વપ્ન સમ !
આશા અરૂણોદય કર્યો,
મધ્યાહ્ન પ્હેલાં હાય ! **શાંતિ !**
છાય સમ ઉડી ગયો !

# સ્નેહાંજલિ

### ગઝલ

પિતા માતા જનેતાનો હતો આદિત્ય એ શાંતિ,
ભગિની સાત સાતેનો, હતો આરામ એ શાંતિ;
મૃદુભાષા મૃદુવર્તન, મૃદુતા મુખ પર એવી,
નિખાલસ એ મૃદુતાનો, હતો અવતાર એ શાંતિ. ૧

ભગિની બાળબચ્ચાંને લઈને ઘેર આવે ત્યાં
હસે ને સૌ હસાવે તે, હસંતો વીર એ શાંતિ;
કહે કો વેણ કટુતાના, ઉતારે અંતરે શાંતિ,
ધીરજથી સાંભળી લઈને, સુધારે વિરલો શાંતિ. ૨

કરી જ્યાં લગ્ન તૈયારી, અમે બહુ હોંશ ઉલ્લાસે,
ગમ્યું ના દૈવને જોવું, ઝુંટાવ્યો કર થકી શાંતિ.
ગઈ એ કન્યકા ઘરથી, ગઈ સપ્ત બ્હેનની પસલી,
ગઈ શાંતિ સતત ઘરથી, વિશમ સંસાર ઓ શાંતિ. ૩

બની કુળ વૃક્ષના માળી, સુકાવી વંશ વેલીને,
બનીને ઘર તણા દીપક, બુઝાવી રોશની શાંતિ;
અમો માતા ભગિનીઓ, કુટુંબીઓ અને સ્નેહી,
હરહરી પ્રાર્થના કરીયે, અમર બક્ષો પ્રભુ શાંતિ. ૪

# પ્રકાશકના બે બોલ.



અમારા પરમ પૂજ્ય પિતાશ્રી સં. ૧૯૮૫ ના શ્રાવણ વદ ૮ ને બુધને દિને સ્વર્ગવાસ પામ્યા. એમનું મૃત્યુ એ તો દિવ્ય મૃત્યુ હતું. એમના પ્રેમાળ હૃદયના સંસ્મરણો ભૂલ્યા પણ ભૂલાય નહિ તેવાં છે છતાંય મૃત્યુ તો અવશ્ય છે જ એમ સમજી રહ્યા હતા; ત્યાં જ નવ માસના અંતરમાં અમ સાત બેનોને તથા માતાને શાન્તિ અર્પનાર ભાઈ "શાન્તિ" સ્વર્ગવાસી થયો.

ભાઇ શાન્તિના વિયોગથી માતાને તથા બેનોને દુઃખ–અતિશય દુઃખ થાય એ તો સ્વાભાવિક છે; પરંતુ ભાઈ શાન્તિ જેવા નિષ્કપટ, અને ભક્તિપ્રિય બાળકના તથા અમારા પિતાશ્રી મુળજી શેઠ જેવા સદ્ગુણી સત્યપ્રેમી અને પ્રેમાળ પિતાના વિયોગના દુઃખને કેવળ શોકજનક આંસુથી શમાવવું એ યોગ્ય ન લાગવાથી, એમનું સ્મરણ કોઇએક એમના સ્વભાવને પ્રિય એવી બોધક કથાદ્વારા હંમેશા તાજું રાખવું એ સદિચ્છાથી આ પુસ્તક છપાવવા અમે પ્રકાશક બહેનો પ્રેરાયાં છીએ.

આ પુસ્તક નીચેના ત્રણ પુસ્તકોમાંથી ઉતારા લઇને ગોઠવવામાં આવ્યું છે. (૧) અર્વાચીન મહા પુરૂષ મહાત્મા ગાંધીજીનો "સત્યવ્રત" નામનો મનનીય લેખ, (૨) બાબુ બંકીમચંદ્રકૃત "ધર્મતત્વ" (જેનું ગુજરાતી ભાષાંતર સસ્તા સાહીત્ય પ્રકાશને છપાવી બહાર પાડયું છે અને જે આખુંય

વાંચવા વિચારવા જેવું છે) અને (૩) શ્રીમદ્ ભાગવતમાંથી મૂળ તથા ગુજરાતી પ્રહ્લાદ સ્તુતિ. આશા છે કે આ પુસ્તક અનેક ધર્મજીજ્ઞાસુ ભક્ત હૃદયોને બહુ જ ઉપયોગી થશે.

ભાઇ શાન્તિના સ્મારક તરિકે કઇ જાતનું પુસ્તક પસંદ કરવું તેનો સંકલ્પ વિકલ્પ થયા કરતો હતો; ત્યાં જ ભાઇ શાન્તિના ભોળા નિર્મળ હૃદયને જાણનાર અંતર્યામીએ કવિશ્રી જન્મશંકર મહાશંકર બુચ ઉર્ફે કવિ લલિતજી સાથે અમારો અનાયાસે પરિચય કરાવ્યો. અમારો તેમની સાથે પૂર્વ પરિચય નહોતો. કવિશ્રી પાસે અમારા વિચારો મૂકયા. તેઓ અત્યંત ખુશી થયા અને આ પુસ્તકમાંની વસ્તુ સૂચવી. ભાઇ શાન્તિને પણ પ્રહ્લાદ ચરિત્ર બહુ જ પ્રિય હતું તેથી અમને પણ ઉપરોક્ત વસ્તુ બહુ જ રૂચી. કવિશ્રી લલિતજીએ માત્ર પુસ્તકની વસ્તુ જ સૂચવી નહિ; પરંતુ આ પુસ્તક ગોઠવવામાં પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી, અમને દરેક રીતે નિઃસ્વાર્થ સહાય આપી છે; તેમ જ આ પુસ્તકમાં "બાલભક્ત પ્રહ્લાદજીના બાલભાવ"-વાળો પ્રસ્તાવનાનો ઉત્તમ લેખ લખી આપી અમને સહાય કરી છે તે માટે અમે કવિશ્રી લલિતજીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

સસ્તા સાહિત્યના "ધર્મતત્વ" માંથી ઈશ્વર ભકિતનું પ્રકરણ છપાવવાની રજા આપવા માટે અમે ભિક્ષુ અખંડાનંદનો અત્રે આભાર માનીએ છીએ.

## પ્રકાશકના બે બોલ

સાક્ષર કવિશ્રી નૃસિંહરાવભાઈએ "મંગળ મંદિર ખોલો" નામનું સુંદર અને પ્રસ્તુત ગીત છપાવવાની અમને રજા આપી છે તે બદલ અમે તેમનો પણ સહૃદય આભાર માનીએ છીએ.

છેવટે અમે પ્રાર્થના કરીએ છીએ કે ઇશ્વર અમારા ભાઇ શાન્તિના આત્માને પરમ શાન્તિ અર્પે અને એમના સ્મરણાર્થે પ્રકટ થયેલાં "બાલભક્ત પ્રહ્લાદજી"ના આ પુસ્તકના વાંચનથી અનેક આત્માઓ ઇહ લોકમાં માનસિક શાન્તિ અનુભવે.

પ્રકાશક
બ્હેનો.



શેઠ મુળજી લીલાધર



જન્મ: માગશર વદી ૦)) સં. ૧૯૨૧

સ્વર્ગવાસ: શ્રાવણ વદ ૮ સં. ૧૯૮૫

વાત્સલ્ય વડલે છાજો
વડીલો ગૃહકુંજને
પુણ્યનાં ફાલશાં ઝૂલો
વંશજો વડવાઈએ.

# એક પિતાપુત્રનાં સંસ્મરણો.

## શેઠ મુળજી લીલાધર.

શેઠ મુળજીભાઇનો જન્મ મોઢ વણિક જ્ઞાતિમાં શ્રીમાન શેઠ લીલાધર રતનજીને ગૃહે સા. ૧૯૨૧ ના માર્ગશીર્ષ વદ ૦)) ને દિને થયો હતો. શેઠ મુળજીભાઈના પિતાશ્રી લીલાધર ભગવદ્‌ભક્ત હતા. લીલાધર શેઠની આર્થિક સ્થિતિ અત્યંત વિષમ હોવાથી શેઠ મુળજીના વિદ્યાભ્યાસમાં ઘણી મુશ્કેલી હતી; છતાં પણ શેઠ મુળજીભાઈ એટલા વિદ્યાપ્રેમી હતા કે પાંડિત્યવેતનથી અને મોડી રાત સૂધી મ્યુનિસિપાલીટીના ફાનસ નીચે વાંચી વાંચીને પણ પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો. અનેક મુશ્કેલીઓ તથા વિટંબણાઓને વટાવી, તેઓ ખંતપૂર્વક વિદ્યાભ્યાસ ચાલુ રાખીને, મુંબઈ યુનીવર્સિટીની એલ. સી. ઇ. ની પદવી મેળવવા ભાગ્યશાળી થયા. આવા સંજોગોમાં સામાન્ય વિદ્યાર્થી તો વિદ્યાભ્યાસ છોડી જ દે; પરંતુ શેઠ મુળજીભાઈમાં ખંત અને શાન્તિ એટલાં બધાં હતા કે તેઓએ પ્રાપ્તવ્ય મેળવ્યું જ. પોતાની જ્ઞાતિમાં એ પદવી મેળવનાર તેઓ પ્રથમ જ હતા.

પોતાના પિતા લીલાધર શેઠ ઉપરનો તેઓનો પ્રેમ અથાગ હતો. યુનિવર્સિટીની પદવી પ્રાપ્ત થવા છતાં અને સારી નોકરી મેળવ્યા છતાં પણ, જેમ અન્ય કેટલાક યુવકોના સંબંધમાં બને છે તેમ તેઓના સંબંધમાં ન થતાં, તેઓ પોતાના પિતા લીલાધરની સેવા બહુ જ ભાવથી કરતા; અને પિતાની અંતિમ ઈચ્છા યાત્રા કરવાની હતી તે પણ તેમણે લીલાધર શેઠની વૃદ્ધાવસ્થામાં કરાવી.

એલ. સી. ઈ. ની પદવી મળ્યા પછી, તેમને મ્યુનિસિપાલિટીમાં એન્જીનીયર તરીકે નોકરી મળી હતી. ત્યાં પણ તેઓ પોતાની હોંશિયારીથી ઉપરી અમલદારોનો ચાહ મેળવી આગળ વધ્યા હતા. તાન્સા તળાવ તે વખતે બંધાતું હતું અને ત્યાં તેઓને મોકલવામાં આવ્યા હતા, જ્યાં તેઓએ સારી રીતે પોતાની શક્તિ અને બાહોશી બતાવ્યા. તેઓ બહુ જ પ્રમાણિક હતા.

થોડાં વર્ષો એન્જીનીયર તરીકે તેમણે કામ કર્યું ત્યાં તો મોઢ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થ સ્વર્ગસ્થ શેઠ વીરજી વાલજીનું તેમના તરફ ધ્યાન ખેંચાયું. શેઠ વીરજીએ તેમનો પોતાની જ્યેષ્ઠ પુત્રી બાઈ નંદકોર સાથે વિવાહ કરી તેમને પોતાની દલાલીના ધંધામાં ભાગીદાર કર્યા.

શેઠ વીરજી વાલજી જાણીતી મેસર્સ ડેવીડ સાસુન કંપનીના દલાલ હતા. શેઠ મુળજીભાઈએ આ ધંધામાં પણ પોતાની આભ્યાસિક ટેવોથી, સારી માહિતી તથા ખંત અને ઉદ્યોગથી ધંધામાં સારી ખ્યાતી મેળવી. અંગ્રેજી ભાષા ઉપર સરલ, સુંદર અને નૈસર્ગિક

કાબુ તેઓ ધરાવતા હોવાથી ધંધાનું કાર્ય તેમને બહુ જ સરલ અને સાહું થઇ પડયું હતું.

શેઠ મુળજીભાઇમાં જ્ઞાન, ખંત, શાન્તિ, મિલનસારપણું, પરોપકાર વિગેરે ઘણા ગુણો હતા; પરંતુ તે સર્વ ગુણો કરતાં પણ જે એક વિશિષ્ટ સદ્‌ગુણ તેમના ચારિત્ર્યમાં હતો તે સત્ય-પરાયણતા. આ વિશિષ્ટ સદ્‌ગુણ, એ જ શેઠ મુળજીભાઇનું ઘડતર—શેઠ મુળજીભાઇની શ્રેષ્ઠતા. વાણિજ્યની વ્યાખ્યા सत्यानृताभ्याम् वाणिज्यं કરવામાં આવી છે, પણ શેઠ મુળજીભાઇએ તો વાણિજ્યમાં પણ સત્ય જ સેવ્યું હતું. આ જગતની ઘડમથલ અને અનેક લાલચોમાં સત્ય કેટલા મનુષ્યો સેવતા હશે? સંસારથી દૂર રહી સત્ય સેવવું, એ તો બની શકે; પરંતુ સંસાર અને જીવનકલહના રોજના વ્યાપારમાં પણ સત્ય પાળવું એ દુર્ઘટ છે. તે સત્ય શેઠ મુળજીભાઇએ પાળી બતાવ્યું. શેઠ મુળજીભાઇ નીતિમાન્ અને ધાર્મિક ભાવનાવાળા હતા. તેઓ પંડિત અથવા શાસ્ત્રજ્ઞ ન હોવા છતાં પણ સત્ય—ધર્મનું સત્ય સ્વરૂપ સમજી શકયા હતા. આ સત્યપરાયણતાને લીધે એમના સમાગમમાં આવનારા વ્યાપારીઓ તથા ઓફિસના અધિકારીઓ એમના પ્રત્યે અતિશય માન તથા વિશ્વાસની નજરે જોતા.

તેઓ ભલા અને ઉદાર હતા. કોઇનું પણ દુઃખ જોઇ તેઓનું હૃદય દુઃખાતું અને બની શકે તેટલી મદદ કરવા ચૂકતા નહિં. ગરીબ વિદ્યાર્થીઓના દુઃખો પ્રત્યે બહુ જ લાગણી રાખતા અને વિદ્યાર્થીઓને ખાનગી મદદ આપવા ચૂકતા નહિ.

તેઓને દવાઓના ગુણદોષો જાણવાનો ખાસ શોખ હતો. પોતાના ફુરસદના વખતમાં પુસ્તકો વાંચી, કેટલીક સારી દવાઓ સંગ્રહી રાખતા; અને કોઇપણ માણસ લેવા આવે તેને તે આપતા. ઘણાઓને તેમની સાદી દવાથી લાભ થતો અને તેઓ આશીર્વાદ આપતા.

તેઓ પોતાની પાછળ તેમનાં ભલાં અને સદ્‌ગુણી પત્ની નંદકોરબાઈ, એકજ પુત્ર ભાઈ શાન્તિલાલ, (જેઓ તેમની મુળજી શેઠની પાછળ નવ માસમાં સ્વર્ગવાસ પામ્યા છે) તથા સાત પુત્રીઓ તથા પુત્રીઓને ત્યાં પરિવાર મૂકીને ૬૫ વર્ષની વયે સંપૂર્ણ શાન્તિથી દેહનો ત્યાગ કરી ગયા છે. તેઓએ જે જાતનું ધાર્મિક અને સરલ જીવન ગાળ્યું હતું તેની પ્રતીતિ કરાવતું તેમનું મૃત્યુ શ્રી ગોકુલાષ્ટમીના પુણ્યમય તિથિએ રાત્રિના બાર વાગે થયું. તેમના અવસાન સમયે સ્નેહીઓના કંઠમાંથી રૂદનને સ્થાને નીકળતો મંગળ हरि ॐ નો જપ, તે જાણે તેમના સાત્વિક જીવનની પરાકાષ્ઠા હોય તેવું ભાસતું હતું. मरणं प्रकृतिः शरीरिणाम् એ સત્ય જ છે એમ દેખાડતું તેમનું મૃત્યુ સંપૂર્ણ શાન્તિમાં સા. ૧૯૮૫ ના શ્રાવણ વદી ૮ ને વાર બુધ તા૦ ૨૮–૮–૧૯૨૯ ને દિને થયું. ઇશ્વર એવા પુણ્યાત્માને શાન્તિ અર્પો!

# ભાઈ શાન્તિલાલ.

ભાઈ શાન્તિલાલનો જન્મ સા. ૧૯૬૮ના પોષ વદ ૧૪ ને શુક્રને દિને થયો હતો. છ પુત્રીઓના જન્મ પછી માતપિતાની ઉત્તરાવસ્થામાં જન્મેલ ભાઈ "શાન્તિ" માતપિતાનો લાડકવાયો પનોતો પુત્ર હતો.

સરલ હૃદયના પિતાનો પુત્ર શાન્તિ પણ ભોળો અને સરલ જ હતો. પિતાની માફક તે પણ શ્રદ્ધાળુ હતો.

એટલો નિષ્કપટ અને સંસારની માયાથી વિમુક્ત હતો કે અમ સ્નેહીઓને અહર્નિશ ચિંતા જ થતી કે કપટમય સંસારમાં પોતાનો માર્ગ આ બાલક કેમ ધપાવશે !

પરંતુ ઈશ્વરની અકળ કળા કોણ સમજી શકે છે? લગ્નગ્રંથીથી બંધાઈ, સંસારના માર્ગમાં પ્રવેશે તે પહેલાં જ—એટલે લગ્નના અત્યંત સામીપ્યમાં જ—ઈશ્વરે આ ભોળા બાલકને સંસારના કુટિલ માર્ગમાંથી જાણે તેને બચાવી કેમ ન લીધો હોય તેમ એકાએક ઉપાડી લીધો.

માતાને પુત્રવિયોગ અને ભગિનીઓને ભ્રાતૃવિયોગ તો અસહ્ય જ છે, પરંતુ ઈશ્વરની ઈચ્છા એ જ સાચી માની, એમ જ માની લઈએ કે ભાઈ શાન્તિ કોઈએક પૂર્વ જન્મનો યોગભ્રષ્ટ પુણ્યાત્મા જ હશે ને પૂર્વ જન્મના ભાગ્યયોગે પોતાની ઓગણીશ વર્ષની સંસારયાત્રા પૂર્ણ કરી, પિતૃઋણ પૂરૂં થતાં, આ સંસારનો ત્યાગ કરી, અનંતતામાં સમાયો હશે.

## એક પિતાપુત્રનાં સંસ્મરણો

મોત તો સૌને માંડયું છે. પરંતુ અકાળ મૃત્યુ જ વધારે શોક ઉપજાવે છે. શેઠ મુળજીભાઈ તો કૃતકૃત્ય થઈને ગયા પણ ભાઈ શાન્તિલાલ તો એક ઉગતા યુગકુમાર હતા. એવા નાના બાલકો અકાળે કરમાય તે તો દુર્ભાગ્ય ગણાય. ઈશ્વર ભાઈ શાન્તિના આત્માને શાન્તિ અર્પો !

બાલક ઘરબાર માટે જ નથી કેળવાતા, પરંતુ દેશના ધુરંધર થવા માટે તેઓ તલસે છે. એ વાત દરેક માબાપ સમજી જાય તો સ્વતંત્ર હિંદનો વિકાસ સરલ, સુંદર રીતે આગળ ખૂબ વધે.

ભાઈ શાન્તિલાલનાં માતુશ્રી અને સાત બ્હેનોને શોકશાન્તિ વળે અને બાલકો ઉંચા સંસ્કારવાળા ચરિત્રમાંથી ગુણ મધુરતા ઝીલે, તેટલા માટે જ બાલભક્ત પ્રહ્લાદજીનું ચરિત્ર આપ્તજનોને ધરવામાં આવ્યું છે. ઈશ્વરને ઓળખાવે એજ સાહિત્ય એવી વ્યાખ્યા મહાત્મા ગાંધીજીએ આપેલી. તે પ્રમાણે એક પિતાપુત્રે ઈશ્વરને ઓળખવા ઉચ્ચ સંસ્કારોને સાચે ભાવે કેમ સેવ્યા તે વાત પ્રહ્લાદજીની કથાથી જ અલંકૃત કરી શકાય.

# માંડ મોંઘેરા માડી જાયાને—



મોંઘો મનોહર બન્ધુડો શું પીંજરૂં છોડી ગયો?
વાયો ન વા કિંચિત જગતનો ત્યાં જ શું ઉડી ગયો?
કેવો સરલ ભોળો ક્ષમાવાળો હતો અમ ભાઈલોઃ
કોણે હશે ચોર્યો અમારો આશ જીવન છાયલો?
સ્નેહાળ સાદો ને પવિત્ર હતો સુકોમળ હૃદયનો—
ભરપૂર સંસ્કારે રૂડા શાંતિ તણી મૂર્તિ સમો!
સદ્ગુણ ને સદ્વૃત્તિ તારી, બંધુ! નજરે તરવરે:
ખરી જાય પુષ્પો પણ ચિરંજીવ કીર્તિ તો તેની રહે!
ઝૂરે વિયોગે તાતને તુજ માત જોઈ તને ઠરે—
અટુલી કરી મુકી માતને, એ આંસુડાં સાર્યાં કરે!
ધાર્યો પિતા કાજે શું ત્હેં જ અમૂલ્ય તુજ અવતારને?
રૂણમુક્ત તાત ક્રિયા કરી ચાલ્યો તજી સંસારને?
ઉજવ્યા કંઈક દિવસો વીરા! તુજ હર્ષનાદ ગજાવતા—
હા! દૈવ રૂઠયો ત્યાં હવે વીતાવવા દિન શોકના!
મળી યોગ્ય ઘરની કન્યકા તુજ જોડ ગુણીયલ નામની,
બંધુ! કરી તેં સર્વ જગજંજાળ સાવ નકામની!
વીર! વિવાહનું બારસું તારૂં થયુંઃ હા! તું ગયો!
બંધુ અમારો શાંતુ! તું ઉગતો જ અસ્ત થઈ ગયો!

માંડ માંધેરા માડી જાયાને—

સ્વપ્નેય તુજ વિયોગ જનનીને ન થાવો કંઇ ઘટે!
વિપરીત થાવાનું થયું તે અન્ય કોથી નવ મટે.
ઓરે પ્રભુ! તેં સદા માટે શાંત બાળ લઇ લીધો–
લઈ તાત બાળકને વરસમાં માતને ભેખજ દીધો.
જગમાં બધે સુનકાર ભાસે એજ અમ દુર્ભાગ્યરે!
હરખે ભર્યો ઝડપાઇ ગયો એ વજ્ર સમ આઘાતરે!
કાચું સુકોમલ ફુલ કાલ મુખે અરે! આવી ગયું!
તેજસ્વી કુળદીપક તજી સંબંધ કરમાઇ ગયું!
મરનાર મોટો તું મનાય, ગણાઇયે નાનાં અમે!
ઓ દૈવ! તેં ભયરૂપ સંકટ નાંખીયું કાં આ સમે?
નિર્દય અરે તું દુષ્ટકાળ! અમારી ઉપર કાં થયો?
કાચી કળીશા કુસુમને લઈ શાંતિ કાં તું હરી ગયો?
દીનના તું નાથ દયાલુ! આટલી અરજ તું અમ સૂણજે:
અમ શાંતિ બાંધવને અમર શાંતિ સદા તું આપજે.

બ્હેનો.

---

## અશ્રુઅંજલી



મોંઘો અમુલ્ય વીરલો, લાડકવાયો રે બાલ
પિંજર છોડી ઊડી ગયો થયો કારમો કાળ–મોંઘો
હતો સરળ દયાળુ તું હૈયાનો સ્નેહાળ
ઊગતાં અસ્ત થઈ ગયો વીર તારું શું વ્હાલ–મોંઘો

તાત તણા મૃત્યુ પછી પામ્યા ક્ષોભ અપાર
વીસરી ગયાતા તે બધું વજા કર્યું તે આવાર—મોંઘો
તાત તણા રૂણ તે કર્યા મોક્ષ લીધો પ્રભુદ્વાર
નિશ્ચિંત થયો તું વીર, ચિંતકને રે હાહાકાર—મોંઘો
માત રહ્યાં હવે એકલાં કોને જઈ કહે વાત
સુતાં ઉઠતાં બેસતાં કરે શાન્તિને સાદ—મોંઘો
લગ્ન તણા શુભ કારણે લખી કંકોતરી સાર
ભાગ્ય અમારાં પલટી ગયાં તુજ વીણ થયો અંધકાર—મોંઘો
શુભ ઘરથી પાછી વળી કન્યા ગુણીયલ નામ
વીર પસલી શૂન્ય થઇ, થયું વિપરીત કામ—મોંઘો
તુજ વિરહે કરી ઝુરતી દુ:ખે કરીને અનેક
લગ્ન તણી વાત સાંભળે ઘેલી બની જાય છેક—મોંઘો
પીયરમાં તું લાડકો સાત ભગીનીનો એક
કુલ દીપક બુઝાઈ જતાં બ્હેનો ઝુરે વિશેષ—મોંઘો
કયા ભવના પાપે કરી કિધા અમને નીરાશ
ઈશ્વર આગળ યાચું એ તોડીશ નહીં કોની આશ—મોંઘો
વીર ગયો તું શાન્ત સ્થળે દેવ શાન્તિ અર્પે
ભગીની તણી આ પ્રાર્થના સુખી વીર થજે—મોંઘો
પ્રભુ પ્રત્યે યાચીએ સાચવજે તુજ બાળ
પ્યારા ભક્ત સમ પાળજે રાખી પુર્ણ સંભાળ—મોંઘો

લી० આશાભગ્ન બ્હેનો



# બ્હેનોનાં આંસુ.



ભાઈ શાન્તિ ! તું તો અમ સાત સાત બ્હેનોનો એક જ લાડકવાયો ભાઈ, અને માની આંખોનું જીવન હતો તે આમ અકાલે જ કાં કરમાઈ ગયો ? મા તો બિચારી દુ:ખી હતી. પિતાશ્રીના મરણનો હજી તાજો જ ઘા હતો, ત્યાં ત્હારા મરણથી એમને તો દુ:ખનાં ઝાડ ઉગ્યાં ! અહા ! શી ત્હારા લગ્નની અમે તો તૈયારી કરી, પણ બધું વ્યર્થ જ. બરાબર લગ્નને દિવસે ત્હારૂં બારમું થયું. ભાઈ, વિવાહનું બારમું એ કહેવત તેં જ આમ કાં ખરી પાડી ? અરેરે! પ્રેમ અને ભાવની તો તું મૂર્તિ જ હતો. અહા ! તને કોઈ જરા મીઠા શબ્દે બોલાવે તેને તો તું પ્રેમથી ન્હવડાવતો. પિતાશ્રીની આબેહુબ પ્રતિમા હતો. છોકરાંઓને લઈને અમે આવતાં. તને છોકરાંઓ કંટાળો આપે તો પણ તેં કોઈને તુચ્છકાર્યાં નથી. અહા ! કાલે જે ઉત્સાહ અને આનંદમાં રમતો હતો તે આજ શું ચાલ્યો જ ગયો કે ? દાદાજી, પિતાશ્રી અને ત્હારી એમ ત્રણ પેઢી ધાર્મિક ભાવની થઈ, તે તું જવાથી બંધ જ થઈ ગઈ ! પ્રભુ ! શું એમ જ કર્યું ! ત્હારા માસ્તરો પર પણ શું ત્હારો પ્રેમ હતો ? અહા! પસલીને દિવસે આપણે ત્યાં કેવો આનંદ ઉછળતો ? ત્હારી પર સર્વ બ્હેનોની આશીષ વર્ષતી છતાં અરેરે! અમારી એકે આશીષ ન ફળી! પિતાશ્રીની ઉત્તર ક્રિયા કરવા જ શું તું આવ્યો હતો કે ? પિતા તને

પૂર્ણું પ્રેમથી ચ્હાતા, તો શું તેં એમનો પ્રેમ ખરો કરી બતાવ્યો! પિતાશ્રી વગર શું ત્હને દુનીઆમાં કશું જ ગમ્યું નહી કે? તેથી જ કાં તો એમના પાછળ તું તરતજ ચાલતો થયો! હરિ! હરિ! મા બિચારી તારા પર દુઃખના દિવસો વીતાવતી હતી. તેને ધારણા જ હતી કે કાલે સવારે તું પરણીશ ને એકના એકવીશ થશે. લગ્નના દિવસો તો વેઢે ગણાતા; ત્યાં હવે ત્હારા મરણના દિવસ ગણવાના રહ્યા! બ્હેનોની પસલી સુની કરી ગયો. ભાઈ! જ્યારે બધાં મળીએ છીએ ત્યારે ત્હારા ગુણની વાતો કરી હૃદય ખાલી કરીએ છીએ અને શુદ્ધ પ્રેમથી ત્હને સ્નેહાંજલિ સમર્પીએ છીએ. તેનાથી પ્રભુ જરૂર ત્હને અનંત શાન્તિ આપશે. ભાઈ! જ્યાં હો ત્યાં તું પૂર્ણ સુખી થજે: તુ થઈશ જ! જન્મીને તેં કોઈનું બગાડયું નથી, તેં કોઈનું મન દુખવ્યું નથી. પ્રભુ! ત્હારા અમર આત્માને શાન્તિ આપે એવી સર્વ બહેનોની ઈશ પ્રત્યે પ્રાર્થના છે.

શ્રી હરિ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

——:o:——

# સ્મરણાંજલી



## હરીછંદ

લાડિલો માતા પિતાનો શાન્તિમય તું બાળરે
સાત ભગિની મધ્ય મોંઘો તું વીરો હેતાળરે
સુખ શાન્તિમય જીવન હતું તે કારમું જ બની ગયું
પિતાજીના વર્ષમાં શું આયુષ્ય વીર ખુટી ગયું
પિતાના ઋણથી મુકત થાવા આયુષ્યને લંબાવીઉં
ક્રિયા તેની સમાપ્ત થાતાં આયુષ્ય તારૂં પુરૂં થયું
શુભ પ્રસંગની તૈયારી થાતાં વીર શું ઉડી ગયો
લગ્ન સમય આવતાં ત્યાં વીર તું ઝડપાઈ ગયો
રિસાઈ ગયો જો હોત તો હર્ષે જ તુંને જ મનાવતે
સગાં સંબંધી સ્નેહી તારા આશ તારી પુરતે
શાન્ત સમજુ તું થયો ગુરૂએ તુંને ભણાવીયો
માતા પિતાએ હર્ષથી સદ્બોધ તુજને આપીયો
લાંબી જ આશા તાહરી તુજ માત મનમાં રાખતી
તુજ શાન્ત મુખડું દેખીને હર્ષથી મલકાઈ જતી
આશા જ મનમાં ધારતી મુજ બાલુડો મોટો થયો
વૃદ્ધા અવસ્થામાં વિસામો બાલુડો મારો થયો
વિસારી દુઃખ તુજ જનકનું, તુંને જોઈ નયનો ઠારતી
ભગિનીજ તારા એમ બોલે, શાન્તિ છે મુજમાતની
તુજ માતની શાન્તિ હતી તે બાળ અસ્ત કરી ગયો

જીવન સુધી તુજ માતને, ઘા કારમો પાડી ગયો
તુજ મૃત્યુના ઘા તે કદી રૂઝયા ના રૂઝાશેરે
તુજ જતાં તુજ (માતના) કલ્પાંત ના જોવાયરે
શાન્ત મારો શાન્તિમય અશાન્તિ ક્યાં તુ કરી ગયો
અમુલ્ય મારો બાલુડો શું ગગનમાં છુપાઈ ગયો
પ્રભુ વિનંતી તુજને કરૂં અરજ મારી સૂણજે
જ્યાં શાન્તિ પુત્ર હોય ત્યાં તું શાન્તિ એને બક્ષજે.



# પ્રભુપ્રાર્થના.

( ભૈરવી રાગિણી )

" મંગલ મન્દિર ખોલો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્યતૃષાભર આવ્યો બાલક,
પ્રેમ—અમીરસ ઢોળો;
દયામય !
મંગલ મન્દિર ખોલો ! "

નરસિંહરાવ ભોળાનાથ.

# બાલભક્ત પ્રહ્લાદજીના બાલભાવ.



નાનાં બાલકોને પોતાના જેવડાં બાલકોનાં પરાક્રમોની વાત જોવી ને જાણવી બહુજ ગમે. દરેક મોટો માણસ એકવાર બાલક તો હોય ને પછી મોટો થઇને પરાક્રમ કરે. પરંતુ બાળકને એ બધું પુરૂં નથી સમજાતું. પોતે બાળક હોય ને કેમ પરાક્રમ કરે એ જાણવામાં આવે ત્યારેજ બાળકોને પણ એવાં બળના કામો કરવાનો ઉલ્લાસ પ્રકટે.

બાલભક્ત પ્રહ્લાદજી એક બાળક જ હતા તેવાજ પ્રભુના બાલક રહ્યા ને ભક્ત નીવડ્યા. બાલક તો બળની જ મૂર્તિ છે તો એ બળ એટલે શું તે વાત પ્રહ્લાદજી દર્શાવે છે. બાલકનું એક જ બળ તે વ્હાલનું. બાલકોનો પ્રેમ પવિત્ર હોય તેવો મોટાં માણસનો નથી હતો. બાલકના સમાગમમાં આવનાર શું માબાપ, શિક્ષક કે હર-કોઈ એટલો તફાવત સમજી જાય, તો પછી દેશબાલકો જરૂર યુગકુમારો નીવડે. તેઓ નિર્ભય નિર્મળ ને નિર્દોષ તો સ્વભાવે જ હોય, તેમને તેવાં જ રહેવા દેવામાં આવે તો તેઓ કેટલાં બધાં સ્વતંત્ર ને સત્યનિષ્ઠ થાય? પ્રહ્લાદજી માના હૈયામાં હતા ત્યારેજ નારદજીનું ભગવત્કીર્તન સાંભળેલું. ઉંચા સંસ્કારોને માનાં હૃદયથી જ સાચું પોષણ મળે છે એ વાત તો દરેક બાલક પ્રત્યક્ષ દર્શાવી આપે છે. બાલકની માને માનું જ કર્તવ્ય કરવા માટે સર્વાંશે સ્વાધીન રહેવા દેવામાં આવે તો કોઈ પણ દેશની પ્રજા સ્વતંત્ર જ રહે. વળી

આપણે આર્યોને મન તો સ્વતંત્રતા એ તો સત્સાધન છે. ભગવાનને બધે ઓળખવા માટે જ તે વપરાય. ગીતામાંનાં સ્થિતપ્રજ્ઞનાં, ભક્તનાં અને દૈવી સંપત્તિનાં ગુણલક્ષણોમાંથી ઘણાંક તો દરેક બાલકની સરલતાનાં અનેક વિધ સ્વરૂપોમાં શોધશે તેને જરૂર જડશે.

આવી જન્મસિદ્ધિ બાલભક્ત પ્રહ્લાદજીને હતી ને તેનો અનુભવ તેમણે પોતાના અંગત ચરિત્રના પરમાદ્ભુત પ્રસંગે આપ્યો છે.

શ્રીમદ્ ભાગવતમાં હૃદયના ભાવવહનનું સંગીત જ્યાં ગુંજી રહ્યું છે તે તો તેમાંની ભકતોની સ્તુતિઓ છે. તેમાં દરેક ભક્ત જુજવી રીતે ભગવાનને ઓળખે છે ને અનેરી ખૂબીથી કરૂણ સ્તુતિ ધરી પ્રભુની કરૂણા પામે છે.

બાલભક્ત પ્રહ્લાદજીની કરૂણાર્દ્ર કથામાં તો ભક્ત હૃદયનો પ્રકૃષ્ટ આહ્લાદ છે. ભગવાનને પૂરે ભરોંસે પ્રહ્લાદજી તો સ્વસ્થ જ છે. શ્રી વિષ્ણુ ભગવાનના નરસિંહ સ્વરૂપથી પોતે ભયત્રસ્ત નથી તેટલા કરૂણેપ્સુ છે. તેથી જ પ્રહ્લાદજીની કથા જેટલી જ તેમની ભગવત્સ્તુતિ સર્વોત્તમ છે.

શ્રીમદ્ ભાગવતની સ્તુતિઓનો સંગ્રહ થાય ને તે સાથે તેમનું સરલ ગુજરાતી ભાષાંતર છપાય તો દરેક કરૂણાર્દ્ર હૃદયને પ્રેમભક્તિનો રસમાર્ગ સરલ થઈ જાય.

**ભગવાનની પ્રેમભક્તિ ભરેલાં હૃદયથી જ સજ્જન અને સદ્યારી સંતપદે વિલસે છે. મન હોય તે મનુષ્ય પરંતુ હૃદય હોય તે જ સુહૃદ. મનુષ્યે મનોબુદ્ધિના વૈભવે**

**જગતને શૃંગાર્યું છે પરંતુ જીવનની મધુરતા તો એ સુંદર જગતના સુહૃદોએ જ આચરી બતાવી છે.**

બાલભક્ત પ્રહ્લાદજીની પ્રભુની પ્રેમભક્તિ પછી તો તેની પિતૃવત્સલતા છે. લક્ષ્મીજી જેની પાસે પણ ન જઈ શકયાં અને બ્રહ્માદિ દેવતાઓ પણ સ્તુતિથી પ્રસન્ન ન કરી શકયા તેવા ભગવાનના ભીષણ નરસિંહ સ્વરૂપને એ બાલભક્ત જ શાંત કરી શકે છે ને વરદાનમાં પિતાજીને માટે ક્ષમા ને મોક્ષ ભગવાનની પાસેથી દીન-ભાવે માગે છે.

આવા દેવ બાલકો જ મનુષ્યના જગત્‌ને સ્વર્ગથી વિશેષ સુંદર બનાવી શકે. સ્વયં સમર્પણથી પ્રણયપ્રતર્પણ ધરાય એવું જગત્ કુલીન સંસ્કારવાળાં બાળકો જ પૃથ્વીપટે પ્રકટાવશે. તથાસ્તુ.

એક બાલસેવક.



# સત્યવ્રત.



૧. પાંચ નિયમો જે યમ તરીકે જાણીતા છે; તેમાંનો સૌથી પ્રથમ અને અગત્યનો નિયમ સત્યવ્રતનો છે. બને ત્યાંસુધી અસત્ય ન બોલવું એવા રૂઢ અર્થમાં વપરાતું સત્ય તે સત્ય નથી. વળી સત્ય એ સર્વોત્તમ નીતિ છે, પણ જો તે સર્વોત્તમ નીતિ ન હોય તો તેને આપણે તજી દઈએ એવા ભાવાર્થવાળી ઉપલી કહેવતને અનુસરતું સત્ય તે પણ સત્ય નથી. પરંતુ ગમે તેટલા ભોગે આપણે આપણું જીવન સત્યના નિયમાનુસાર ગુજારવું જોઈએ એ વાક્યમાં વપરાયેલું સત્ય તેજ ખરૂં સત્ય છે.

૨. સત્યનું આ સ્વરૂપ સમજાવવાને મેં પ્રહ્લાદજીના જીવનનું પ્રસિદ્ધ દૃષ્ટાંત લીધું છે. તેઓએ સત્યને ખાતર પોતાના પિતાની સામે થવા હિંમત કરી હતી. તેઓએ પ્રતિકાર કરીને અથવા પોતાના પિતા જેવું વર્તન કરીને પોતાનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો ન હતો, પરંતુ પોતાના ઉપર પિતાએ કરેલા પ્રહારો અથવા પોતાના પિતાના હુકમથી બીજાઓએ કરેલા પ્રહારો સામે પ્રહારો કરવાની દરકાર કર્યા વિના પોતાને જે સત્ય સમજાયું હતું, તેના રક્ષણ માટે તેઓ પ્રાણ પાથરવા તૈયાર હતા એટલુંજ નહિ, પણ તેઓએ પ્રહારોથી છટકી જવાને ઈચ્છયું પણ ન હતું. તેને બદલે જે અસંખ્ય બળાત્કારો તેઓના ઉપર કરવામાં આવ્યા, તે બધા તેઓએ સ્મિતપૂર્વક સહન કર્યા.

પરિણામ એ આવ્યું કે અંતે સત્યનો જય થયો. કોઈક દિવસ પણ પોતાના જીવન દરમિયાન જ સત્ય નિયમની નિશ્ચિતતા દાખવવા પોતે શક્તિમાન્ થશે એવી માન્યતાથી પ્રહ્લાદજીએ બળાત્કારો સહન ન હોતા કર્યા, પરંતુ બળાત્કારથી તેમનું મરણ થાત, તો પણ તેઓ સત્યને વળગી રહ્યા હોત. આવા સત્યનું સેવન કરવા તથા કરાવવા હું ઇચ્છું છું.

૩. જેમ તણખલાં પવન કઈ દિશામાં વાય છે તે બતાવે છે, તેમ નજીવા પ્રસંગો માણસના મનનું વલણ બતાવે છે. એક મિત્ર મારી સાથે ખાનગી વાત કરવા ઇચ્છતો હતો, તેથી તે અને હું એકાંતમાં ગયા અને વાતચિત કરવા લાગ્યા. તેવામાં એક ત્રીજો મિત્ર આવ્યો, અને તેણે વિનયથી પૂછ્યું કે 'મેં ખલેલ તો નથી કરી.' જે મિત્ર સાથે હું વાત કરતો હતો, તેણે કહ્યું 'અરે નહિ, અમે કંઈ ખાનગી વાત કરતા નથી.' મને જરા નવાઈ લાગી, કારણ કે મને ખાનગીમાં લઈ જવામાં આવ્યો હતો, અને હું જાણતો હતો કે આ મિત્રથી અમારી વાતચિત ખાનગી હતી, પરંતુ તેણે તરત જ વિનયને લઈને—હું તો તેને વધુ પડતો વિનય કહીશ—કહ્યું કે 'અમારી વાતચિત કંઈ ખાનગી નથી, અને તમે (પાછળથી આવેલ મિત્ર) અમારી પાસે ભલે આવો.'

૪. હું એમ કહેવા માંગુ છું કે સત્યનું જે લક્ષણ મેં બાંધ્યું છે, તેને આવું વર્તન અનુકુળ નથી, હું ધારૂં છું કે ત મિત્રે જેટલી બને તેટલી નમ્રતાથી, પરંતુ ખુલ્લી રીતે અને નિખાલસ મને સામા

ધણીને (જે સજ્જન હોય છે, અને જ્યાં સુધી તે તેવો નથી એમ ન જણાય, ત્યાં સુધી આપણે દરેકને સજ્જન માનવાને બંધાયલા છીએ, તેને) જરા પણ માઠું લગાડ્યા વિના કહેવું જોઈતું હતું કે તમે કહો છો તેમ તમારા અહિં આવવાથી અમને ખલેલ પહોંચશે. વિનયને અંગે આપણે આમ કહેતા રહીશું, તો આપણે અવશ્ય દાંભિકોની પ્રજા બનીશું.

૫. એક ખાનદાન અંગ્રેજે મને પૂછયું: "તમે આ કબૂલ કરશો કે નહિં કે જ્યારે હિન્દીઓ 'ના' કહેવા માગે છે, ત્યારે પણ તેઓ 'ના' કહેવાની હિંમત નથી કરતા; જે હિંમત ઘણા અંગ્રેજો ધરાવે છે?" મારે કહેવું જોઈએ કે મેં તરત જ 'હા' પાડી. તે વાત સાથે હું મળતો થયો. જે માણસને ઉદ્દેશીને આપણે બોલીએ છીએ, તેની લાગણીઓને માન આપવા ખાતર તેને નિખાલસ રીતે અને હિંમતથી 'ના' કહેતાં આપણે આનાકાની કરીએ છીએ. આપણે 'ના' કહેવા ઈચ્છતા હોઇએ, ત્યારે પરિણામનો વિચાર કર્યા વિના 'ના' પાડવી જોઇએ. આવા પ્રકારનું સત્યવ્રત આપણો પ્રથમ નિયમ હોવો જોઇએ.

મહાત્મા ગાંધીજી.



# ઈશ્વર ભક્તિ-વિષ્ણુપુરાણ.



ગુરુઃ—ભગવદ્‌ગીતાના બાકી રહેલા અંશનું વિવેચન કરવાની હવે જરૂર નથી. અત્યાર પૂર્વે જે કાંઈ હું કહી ચૂકયો છું તેને વિશેષ સ્પષ્ટ કરવાને માટે, હવે વિષ્ણુપુરાણમાંથી પ્રહ્લાદ-ચરિત્ર લઈ તેની જ સમાલોચના કરીશ. વિષ્ણુપુરાણમાં પ્રહ્લાદ અને ધ્રુવ એ બે જગપ્રસિદ્ધ ભક્તાત્માઓનાં જીવનચરિત્ર છે. આ બન્ને ભક્તાત્માઓની ભક્તિ છેક ભિન્નભિન્ન પ્રકારની હતી. હવે તું એટલું તો સમજી શકયો હોઈશ કે ભક્તિ મુખ્યત્વે બે પ્રકારની છેઃ—(૧) સકામ, અને (૨) નિષ્કામ. સકામ ઉપાસનાને કામ્ય કર્મ કહેવામાં આવે છે અને નિષ્કામ ઉપાસનાને ભક્તિ કહેવામાં આવે છે. ધ્રુવની ઉપાસના સકામ હતી; કારણ કે તેણે ઉચ્ચ પદની પ્રાપ્તિ અર્થે વિષ્ણુની આરાધના કરી હતી એટલા માટે તેની ઉપાસનાને યથાર્થ ભક્તિ કહી શકાય નહિ. જો કે ઈશ્વરમાં તેને દૃઢ વિશ્વાસ હતો એટલું જ નહિ પણ પોતાનાં મન બુદ્ધિ પણ તેણે ઈશ્વરને જ અર્પણ કરી દીધાં હતાં, છતાં તેની ઉપાસનાને ભક્તિની ઉપાસના કહી શકાય નહિ. પ્રહ્લાદની ઉપાસના નિષ્કામ હતી, કારણ કે તેણે કંઈ પણ પ્રાપ્ત કરવાની અભિલાષાથી ઈશ્વરની ભક્તિ કરી ન હતી. બલ્કે ઈશ્વર પ્રત્યે ભક્તિભાવ રાખવા માટે તેને અનેક પ્રકારની આપત્તિઓમાંથી પસાર થવું પડયું હતું. છતાં તેણે ઈશ્વરભક્તિમાં સહેજ

પણ સંકોચ સેવ્યો નહોતો. તે જાણતો હતો કે કેવળ ભક્તિની ખાતર જ તેને આ સર્વ આપત્તિઓ સહન કરવી પડે છે, તે છતાં તેણે ભક્તિનો છેક છેલ્લી ઘડી સુધી ત્યાગ કર્યો ન હોતો. આવો નિષ્કામ પ્રેમ તે જ યથાર્થ ભક્તિ છે, તેમ જ પ્રહ્લાદ જેવો નિષ્કામ પ્રેમી જ સાચા ભક્તના પવિત્ર નામને સંપૂર્ણ યોગ્ય છે. વિષ્ણુપુરાણના ગ્રંથકર્તાએ સકામ ઉપાસના અને નિષ્કામ ઉપાસનાનાં ઉદાહરણો પૂરાં પાડવા અર્થે તેમ જ એક બીજા જીવનચરિત્રની પરસ્પર તુલના કરવા અર્થે જ આવાં બે ચરિત્રોની–ધ્રુવ–તથા પ્રહ્લાદનાં ઉપાખ્યાનોની–રચના કરેલી હોવી જોઈએ. ભગવદ્‌ગીતાના રાજયોગ સંબંધે મેં જે કાંઈ કહ્યું હતું, તે જો તને યાદ હશે તો તું સમજી શકશે કે સકામ ઉપાસના પણ છેક નિષ્ફળ તો નથીજ હોતી. જે મનુષ્ય જેવી કામનાપૂર્વક ઈશ્વરની ઉપાસના કરે છે. તેને તે કામના અનુસાર જ ફળની પ્રાપ્તિ થાય છે, પણ ખુદ ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. ધ્રુવે ઉચ્ચપદની કામના રાખી ઈશ્વરની ઉપાસના કરી હતી તેથી તેને પણ તેવું જ ફળ મળ્યું. તેની ઉપાસનાને નીચલી શ્રેણીની ઉપાસના કહી શકાય, પરંતુ તેને ભક્તિ તો નજ કહી શકાય. પ્રહ્લાદની ઉપાસના સંપૂર્ણ ભક્તિમય હતી, તેથી તેને મુક્તિ મળી.

શિષ્યઃ—કેટલાકો તો એમ કહે છે કે ખરો લાભ તો તેમાં ધ્રુવનેજ થયો. મુક્તિ એક પ્રકારનો પારલૌકિક લાભ છે, અને તેની સત્યતા કે યથાર્થતા માટે પણ અનેક સંશયો છે. આવા ભક્તિમય ધર્મની લોકો કદર કરે એવી મને તો સંભાવના જણાતી નથી.

ગુરુઃ—મુક્તિનું સત્ય સ્વરૂપ તું ભૂલી ગયો જણાય છે. આજ લોકમાં અનેક મનુષ્યો મુક્તિ પ્રાપ્ત કરી ચૂકયા છે અને કરી પણ શકે છે. જેનું ચિત્ત શુદ્ધ હોય અને દુઃખનો જેને સ્પર્શ થતો ન હોય તે આ લોકમાં પણ મુક્તાત્મા જ છે. એક મહાન ચક્રવર્તી રાજા પાસે અતુલ સત્તાસંપત્તિ હોય છે તો પણ તે દુઃખથી મુક્ત રહી શકતો નથી, પરંતુ એક મુક્ત જીવ પાસે એક કોડી ન હોવા છતાં પણ તે સુખી રહી શકે છે; કારણ એનું સ્પષ્ટ તેમ જ બુદ્ધિમાં ઉતરી શકે તેવું જ છે, જે મનુષ્ય પોતાના આત્મા ઉપર વિજય મેળવે તે મનુષ્ય વિશ્વ ઉપર વિજય મેળવી શકે એમાં આશ્ચર્ય જેવું જ શું છે ? ચક્રવર્તી રાજાને કેવા પ્રકારનું સુખ હોય તે કોઈથી કહી શકાય નહિ, અથવા તો તે બહુ સુખી જ હોય એ બનવા યોગ્ય નથી; પરંતુ મુક્તાત્મા અર્થાત્ સંયમી–વિશુદ્ધ ચિત્ત મહાત્મા પોતાના હૃદયમાં કેવું અને કેટલું સુખ ભોગવે છે તેનું વાણીથી વર્ણન થઈ શકે નહિ. મુક્તાત્મા આ જગતમાં પણ સુખપૂર્વક રહી શકે છે, એટલા જ માટે મેં તને એક પ્રસંગે કહ્યું પણ હતું કે ધર્મ સિવાય સુખ પ્રાપ્તિનો અન્ય એકકે ઉત્તમ માર્ગ નથી. મુક્તાત્માની સકળ વૃત્તિઓ સંપૂર્ણ સ્ફુર્તિ પામી ચૂકી હોય છે અને તેની સાથે તેનું સામંજસ્ય પણ સુરક્ષિત રહેલું હોય છે, તેથી જ તેને મુક્તિ કહેવામાં આવે છે. જેની વૃત્તિઓ સંપૂર્ણ સ્ફુર્તિ નથી પામી હોતી તે કાં તો અજ્ઞાન હોય છે, કાં તો અસમર્થ હોય છે અને કાં તો મલીન ચિત્તવાળો હોય છે. તેથી મુક્ત થઈ શકતો નથી.

શિષ્યઃ—મને તો એમ લાગે છે કે આવી જીવન્મુક્તિની

કામનાએ જ ભારતવર્ષને અધોગતિની ઉંડી ખાઈમાં ફેંકી દીધું છે, કારણ કે જેઓ જીવનમુક્ત બને છે અથવા તો જીવનમુક્ત બનવાની સાધનાઓ કરે છે તેઓ સાંસારિક બાબતોમાં જેવું જોઇએ તેવું લક્ષ આપી શકતા નથી. અને તેથી પરિણામે દેશની અવનતિ થાય છે. ભારત વર્ષની અવનતિનું પણ તેજ કારણ હોય એમ મને લાગે છે.

ગુરૂઃ—મુક્તિનું યથાર્થ તાત્પર્ય નહિ સમજી શકવાને લીધે જ એવા ભૂલભરેલા ખ્યાલો તમારામાં ભરાઇ બેઠા છે. જેઓ મુક્તાત્મા હોય છે, અથવા તો જેઓ મુક્તિમાર્ગના મુસાફરો હોય છે, તેઓ સંસારમાં નિર્લેપ ભાવથી રહે છે, એ વાત સત્ય છે, પરંતુ તેઓ નિષ્કામ ભાવથી પણ પોતાના કર્તવ્યો કર્યા વિના તો રહેતા નથી જ, એ વાત ખાતરીપૂર્વક માની લેવી. મહાત્માઓનાં નિષ્કામ કર્મો સ્વદેશનું તથા જગતનું જેટલું કલ્યાણ કરી શકે છે તેટલું સકામ કર્મ કરનારાઓનાં કામોથી દેશનું કે જગતનું મંગળ થઇ શકતું નથી. નિષ્કામ કર્મવીરોની સમસ્ત વૃત્તિઓ વિકસિત તેમ જ સ્ફુર્તિયુક્ત બની ચુકી હોય છે તેથી તેઓ જેટલા દક્ષ તથા પ્રબળ પરિશ્રમી હોય છે તેટલા બીજા કોઇ હોય શકે નહિ. અગાઉ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું એક વાક્ય ઉદ્ધૃત કરીને મેં તને બતાવી આપ્યું છે કે દક્ષતા એ જ ખરા ભગવદ્‌ભક્તોનું એક લક્ષણ છે. અને જેઓ દક્ષ હોવાની સાથે નિષ્કામ કર્મયોગી

હોય તેઓ સ્વજાતિનું તથા જગતનું જેટલું હિત કરી શકે તેટલું અન્ય કોઇથી કોઈ કાળે ન જ થઈ શકે, એમ કહેવાની જરૂર નથી. આ દેશનાં સમસ્ત મનુષ્યો જ્યારે મુક્તિમાર્ગનું અવલંબન લેશે ત્યારે જ ભારતવર્ષીય પ્રજા જગતમાં શ્રેષ્ઠ પ્રજા તરીકેનું ઉચ્ચ પદ દીપાવશે. મુક્તિતત્ત્વનો યથાર્થ ભાવ આજ કાલ આપણામાં વિલુપ્ત થઈ ગયો છે, તેટલાજ માટે આ અનુશીલન-વાદદ્વારા તેનો પુનરુદ્ધાર કરી તારા જેવા યુવકોના હૃદયમાં તેનો અભિષેક કરવા માગું છું.

શિષ્યઃ—પ્રહ્લાદ ચરિત્રની જે સમાલોચના આપ કરવાના હતા તે તો એક બાજુએજ રહી ગઈ !

ગુરૂઃ—પ્રહ્લાદચરિત્ર વિષે વિસ્તારથી બોલવાની મને ઇચ્છા નથી, તેમજ તેટલી જરૂર પણ નથી. માત્ર પ્રહ્લાદના જીવનની એક વાત બહુ લક્ષમાં લેવા જેવી છે, તેજ કહીશ. મેં કહ્યું છે કે-"હે ઈશ્વર, અરે પ્રભુ !" એવી માત્ર મોઢાની બૂમો પાડવાથી જ ઈશ્વરની પ્રાપ્તિ થઈ જતી નથી. જે આત્મજયી પુરૂષ સર્વ ભૂત માત્રને પોતાના જ આત્મા સમાન લેખે અને સર્વજનના હિતાર્થે તલ્લીન રહ્યા કરે, એટલુંજ નહિ પણ શત્રુ તથા મિત્રમાં સમાન ભાવ રાખી શકે તે જ નિષ્કામ કર્મી અને યથાર્થ ભક્ત પુરૂષ છે. ભગવદ્-ગીતામાં પણ એ જ મહત્ત્વની વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પ્રહ્લાદ ચરિત્ર તેનુંજ એક જ્વલંત ઉદાહરણ છે. બીજા શબ્દોમાં કહું તો ભગવદ્‌ગીતામાં જે વાત ઉપદેશના રૂપમાં છે

તે જ વાત વિષ્ણુ–પુરાણુમાં વાર્તાના રૂપમાં છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ભક્તાત્માનાં જે લક્ષણો કહ્યાં છે તે તું ભૂલી ગયો હોઈશ એમ ધારી પુનઃ એકવાર તારી પાસે કહી જાઉં છું. નીચેનાં લક્ષણો તારી યાદશક્તિમાં બરાબર સંગ્રહી લેઃ–

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥
यस्मान्नो द्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी योमद्भक्तः स मे प्रियः ॥
योन हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

પ્રારંભમાં જ પ્રહ્લાદને સર્વત્ર સમદર્શી અર્થાત્ સમાન દૃષ્ટિવાળો જણાવવામાં આવ્યો છે. પ્રહ્લાદના ગુણો વિષે ચિત્રકાર આ પ્રમાણે લખે છેઃ-

समचेता जगत्यस्मिन् यः सर्वेष्वेव जन्तुषु ।
यथात्मनि तथान्यत्र परं मैत्रगुणान्वितः ॥
धर्मात्मा सत्यशौचादिगुणानामाकरस्तथा ।
उपमानमशेषानां साधूनां यः सदाभवत् ॥

અર્થાત્—ગ્રંથકારે પ્રહ્લાદને સર્વ ભૂત માત્રમાં સમાન બુદ્ધિ રાખનાર, પોતાના જ સમાન અન્ય પ્રાણીઓને ગણનાર તથા સત્ય—શૌચાદિ અનેક ગુણગણાલંકૃત જણાવ્યો છે; પરંતુ કેવળ ગુણવાદ કરવાથી શું વળે? જેની સ્તુતિ કરવામાં આવે તેના જીવનચરિત્રમાં તેવા ગુણો સ્પષ્ટ ન થાય તો તે ગુણાનુવાદ કશી અસર કરી શકતા નથી. પ્રહ્લાદનો સૌથી પ્રથમ ગુણ તેના જીવનચરિત્રમાં એ જોવામાં આવે છે કે તે પરમ સત્યવાદી હતો. સત્ય બોલવાના સંબંધમાં તે એટલો બધો દૃઢ હતો કે ગમે તેવા દુઃખના પંજામાં સપડાવા છતાં તેણે સત્યનો લેશ માત્ર પરિત્યાગ કર્યો નહિ. ગુરુ પાસેથી પ્રલ્હાદને જ્યારે તેના પિતા હિરણ્યકશિપુ પાસે લઈ જવામાં આવ્યો ત્યારે તેના પિતાએ તેને પૂછ્યું કેઃ—"બોલ તું અત્યાર સુધીમાં શું શીખ્યો? કહે જોઈએ?"

પ્રલ્હાદે ઉત્તરમાં જણાવ્યું કેઃ "હું જે કંઈ શીખ્યો છું તેનો સારાંશ એટલોજ છે કે જેને આદિ નથી, અંત નથી, મધ્ય નથી,

વૃદ્ધિ નથી, અને ક્ષય નથી અર્થાત્ જે અચ્યુત છે, જે મહાત્મા છે, અને જે સર્વ કારણોનું પણ કારણ છે, તેને નમસ્કાર હો."

આ શબ્દો પુત્રના મુખથી સાંભળી હિરણ્યકશિપુ ક્રોધથી લાલચોળ જેવો બની ગયો. તેના નેત્રોમાંથી અગ્નિની ચીણગારીઓ બહાર નીકળવા લાગી! તેણે ધ્રૂજતા અવાજે પ્રહ્લાદના ગુરુનો સખ્ત તિરસ્કાર કર્યો. ગુરુએ કહ્યું કે: "એમાં મારો લેશ પણ દોષ નથી. મેં તેમાંની એક પણ વાત તેને શીખવી નથી."

ત્યારબાદ હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પ્રશ્ન કર્યો કે:–"તો પછી બોલ! પ્રહ્લાદ! તને આ સર્વ વાતો કોણે શીખવી?"

પ્રહ્લાદ બોલી ઉઠ્યો કે: "પિતા! જે વિષ્ણુ ભગવાન્ આ અનંત જગત્ ઉપર પોતાનો અધિકાર વર્તાવી રહ્યા છે, અને જે મારા હૃદયને વિષે પણ વિરાજી રહ્યા છે તેના સિવાય બીજું કોણ શીખવી શકે તેમ છે?"

હિરણ્યકશિપુએ કહ્યું કે "અરે બેવકુફ! આ જગત્નો ઈશ્વર તો હું જ છું! વિષ્ણુ તે વળી કોણ!"

પ્રહ્લાદે જવાબ આપ્યો કે: "જેના પરમપદને વ્યક્ત કરવાને વાણી અશક્ત બની રહે છે, યોગીઓ જેના પરમ પદનું નિત્ય ધ્યાન કરે છે, જેના વડે આ સમસ્ત વિશ્વ ઉત્પન્ન થયું છે, અથવા જે પોતે જ વિશ્વ સ્વરૂપ છે તે વિષ્ણુ જ પરમેશ્વરના નામને યોગ્ય છે."

હિરણ્યકશિપુનો ક્રોધ હવે અતિશય વેગથી વધવા લાગ્યો. તેણે કહ્યું કે: "પુનરપિ એ જ વાત! તારા માથા ઉપર મોત જ

ભમતું જણાય છે! પરમેશ્વર કોને કહેવાય તે તું જાણે છે? મારી હૈયાતિમાં તારો પરમેશ્વર મારા સિવાય બીજો કોણ હોઈ શકે?"

પ્રલ્હાદે નિડરતાપૂર્વક જણાવ્યું કે: "પિતા! તે શું કેવળ મારો એકલાનો જ પરમેશ્વર છે, એમ આપ માનો છો! જગત્‌માં સર્વ પ્રાણીમાત્રનો તે જ એક પરમ ઈશ્વર છે. આપનો પણ તે જ ઈશ્વર છે. ધાતા કહો, વિધાતા કહો, ગમે તે કહો: તે સર્વ એક માત્ર તે જ પરમેશ્વરમાં આવી જાય છે! પિતાજી ક્રોધ કરશો નહિ. પ્રસન્ન થાઓ!"

હિરણ્યકશિપુએ કહ્યું કે: "કોઈ પાપાત્માએ જ આ બેવકુફ બાળકના હૃદયમાં પ્રવેશ કર્યો હોય તેમ જણાય છે."

પ્રલ્હાદે ઉત્તર આપ્યો કે:–"નહિ પિતાજી! આપ ભૂલો છો. તે કેવળ મારા એકલાના હૃદયમાં વસતો નથી પરંતુ સર્વ લોકમાં વ્યાપી રહ્યો છે. તે જ એક સર્વના સ્વામિસમાન વિષ્ણુ-ભગવાને મને, આપને, તથા સર્વને સર્વ કર્મોમાં નિયુક્ત કરી દીધાં છે."

હવે પેલું ભગવદ્ વાક્ય યાદ કર. यतात्मा दृढनिश्चयः। એમાં ભક્તને દૃઢ નિશ્ચયવાળો શા માટે જણાવવામાં આવ્યો તેનો ભેદ અહીંઆ સ્પષ્ટ થાય છે. "हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः।" એ વાક્યનું પણ સ્મરણ કર. ભક્તાત્મા ભયથી નિરંતર મુક્ત હોવો જોઇએ એમ શા માટે કહેવું પડયું તેનો અર્થ પ્રલ્હાદના ઉક્ત જીવન પરથી સમજાયોને? ભયથી મુક્ત, તથા દૃઢ નિશ્ચયવાળો ભક્ત કેવો હોય

તે વિષે શું હવે વિશેષ કહેવાની જરૂર રહી છે? मय्यर्पितमनो बुद्धिः એટલે શું તે પણ સમજાઇ ગયુંને! એક ભક્તાત્માનાં યથાર્થ લક્ષણો આ પ્રમાણે પ્રલ્હાદના ચરિત્રમાં જ્વલંતપણે પ્રકાશી રહ્યાં છે, એમ કહેવાની જરૂર નથી.

હિરણ્યકશિપુએ પ્રલ્હાદનો તિરસ્કાર કર્યો અને તેને ત્યાંથી હાંકી કહાડ્યો. પ્રલ્હાદ પુનઃ ગુરુગૃહે ગયો. કેટલોક સમય વિત્યા બાદ પુનઃ તેના અભ્યાસની પરીક્ષા કરવા પિતાએ તેને સભામાં બોલાવી મંગાવ્યો. પ્રલ્હાદે પ્રથમ પ્રશ્નનાજ ઉત્તરમાં પુનરપિ પોતાનો પુરાણો નિશ્ચય તેટલી જ પ્રબળતાથી પ્રકટ કર્યો, અને તે નિશ્ચય બીજો કંઇજ નહિ પણ આપણે સૌ કોઇ જાણીએ છીએ તેજ એટલે કે–कारणं सकलस्यास्य स नो विष्णुः प्रसीदतु ।

પ્રલ્હાદને મારી નાંખવાને હિરણ્યકશિપુએ હુકમ ફરમાવ્યો. સેંકડો અને હજારો દૈત્ય તેને કચડી નાખવા એકત્ર થયા; પરંતુ પ્રલ્હાદ ईश्वरार्पितमनो बुद्धिः "–અર્થાત્ પોતાનું સર્વસ્વ જેણે ઇશ્વરને જ સમર્પિત કર્યું છે તે પ્રલ્હાદ–દૃઢનિશ્ચયવાળો પ્રલ્હાદ–ગંભીરતાપૂર્વક જ્યાંનો ત્યાં જ સ્થિર થઇને ઉભો રહ્યો અને કહ્યું કે તમારા શસ્ત્રોમાં પણ તે જ વિષ્ણુ ભગવાનનો નિવાસ છે, અને મારામાં પણ તે જ ભગવાન્ વિરાજી રહ્યા છે. તમારાં અસ્ત્ર–શસ્ત્રો મને કશી હાનિ કરવાને સમર્થ નથી." દૃઢ નિશ્ચય તે એનું જ નામ !

શિષ્યઃ–વિષ્ણુપુરાણ એક પ્રકારની નવલકથા છે અને તેમાં અસ્ત્ર–શસ્ત્રો વગેરે પ્રલ્હાદને સ્પર્શી શક્યાં નહિ એવી વાત આવે છે, એ વૃત્તાંત હું સારી પેઠે જાણું છું; પરંતુ નવલકથામાં જે વાત સારી

લાગતી હોય તે વ્યવહારમાં પણ યથાર્થરૂપે બની શકે એમ હું માની શકતો નથી. એક મનુષ્ય ગમે તેટલો ઈશ્વર ભક્ત હોય તો પણ કુદરતી નિયમો તેની પાસે નિષ્ફળ હોય એમ માનવું યોગ્ય નથી. પરમભક્ત પુરુષને પણ જો એક તલવારનો ઘા લાગે તો રુધિર નીકળવું જોઈએ.

ગુરુઃ—અર્થાત્ તું 'મીરેકલને' (અદ્ભુત વ્યાપારોને) માનતો નથી, એજ વાત તારે કહેવાની છેને? વિષ્ણુપુરાણવાળી ઘટના બહુ બહુ પુરાતન છે. ઈશ્વરની શક્તિને તું જેવી સીમાબદ્ધ માને છે તેવી હું માની શકતો નથી. વિષ્ણુપુરાણમાં પ્રલ્હાદની જેવી રીતે રક્ષા થયાનું જણાવવામાં આવ્યું છે, તેવી રીતની રક્ષા આજ કાલ આપણી દૃષ્ટિ સન્મુખ કોઈની થતી નથી; એટલું જ નહિ પણ એવી રક્ષા એક માત્ર નવલકથામાં જ શોભા પામે એ વાતનો હું સ્વીકાર કરૂં છું; પરંતુ ઈશ્વરકૃપાના પ્રતાપે કોઈ એક ખાસ કુદરતી નિયમદ્વારા બીજા કુદરતી નિયમોમાં ફેરફાર નજ થઈ શકે એમ તો તારાથી કહી શકાય નહિ. એકાદ અસ્ત્રના આઘાતથી પરમ ભક્તના શરીરમાંથી રુધીર વહેવા લાગે એ ખરૂં, પણ ભક્તપુરુષ ઈશ્વરકૃપાપ્રતાપે પોતાની શક્તિ તથા બુદ્ધિનો એવો સરસ ઉપયોગ કરે કે અસ્ત્રના આઘાતો પણ નિષ્ફળ થાય, તો તે શું બનવા યોગ્ય નથી? ભક્તાત્મા ખાસ કરીને "દક્ષ" પુરુષ હોવો જોઈએ એ વાત હું તને સૌ પ્રથમ જ કહી ગયો છું. જે પુરુષ દક્ષ હોય તેની સર્વ પ્રકારની વૃત્તિઓ સંપૂર્ણ અનુશીલિત થઈ હોય છે, અને તેથી તે અતિશય કાર્યક્ષમ હોય છે તે ઉપરાંત તેના ઉપર ઈશ્વરનો

પણ સંપૂર્ણ અનુગ્રહ હોય છે. ઈશ્વરાનુગ્રહ હોય તો ગમે તેવા દુઃખના પ્રસંગોમાં પણ મનુષ્ય કુદરતી ઉપાયો વડે જ પોતાની આત્મરક્ષા કરી શકે એમાં તને અસંભવિતતા જેવું શું જણાય છે? પણ તે વાતને હમણાં જવા દે. અત્યારે એ વાતને ચર્ચવાની કંઈ જરૂર નથી; કારણ કે હું અત્યારે ભક્તિનું સ્વરૂપ સમજાવવા માગું છું. ભક્ત ઈશ્વરાનુગ્રહ કેવી રીતે પ્રાપ્ત કરી શકે અથવા પ્રાપ્ત કરી શકે કે નહિ તે વિષે હું અત્રે બોલવા માગતો નથી. ભક્તાત્માએ કોઈ પણ પ્રકારના ફળની કામના રાખવી ન જોઈએ; કારણ કે કામનાયુક્ત ભક્તિને નિષ્કામ ભક્તિ કહેવાય નહિ.

શિષ્યઃ—પરંતુ પ્રલ્હાદે તો તે સમયે રક્ષા થાય એવી કામના રાખેલી—

ગુરુઃ—નહિ. તેણે એવી લેશમાત્ર ઇચ્છા રાખી ન હોતી. માત્ર એવો દૃઢ સંકલ્પ તેણે કર્યો હતો કે જો મારા આરાધ્ય વિષ્ણુ ભગવાન મારા પોતાનામાં વાસ કરી રહ્યા છે તો પછી તેઓ આ અસ્ત્રમાં પણ હોવા જ જોઈએ. એથી કરીને આ અસ્ત્ર વગેરે મને કશી હાનિ કરવાને સમર્થ નથી. તેનો આ પ્રકારનો દૃઢ નિશ્ચય ધીમે ધીમે અધિક સ્પષ્ટ અને બળવત્તર થતો ગયો છે, એજ એક વાત મારે ભાર મૂકીને કહેવાની છે.

હવે મૂળ કથા ઉપર આવીએ. અસ્ત્રશસ્ત્રના આઘાતોથી પણ જ્યારે પ્રલ્હાદના શરીરને કાંઈ ક્ષતિ ન થઈ ત્યારે હિરણ્યકશિપુએ પ્રલ્હાદને કહ્યું કેઃ—"અરે દુર્બુદ્ધિ! હજી પણ શત્રુની સ્તુતિ કરવી

ત્યજી દે. મૂર્ખાઈની પણ હદ હોય છે. જો મારા શત્રુનાં ગુણગાન કરવાં ત્યજી દે તો હું તારા સર્વ અપરાધોની ક્ષમા આપવા તૈયાર છું."

ક્ષમાની વાર્તા સાંભળી પ્રલ્હાદ બોલી ઉઠયો કે:–"જેઓ સર્વના ભયોને હરવાને સમર્થ છે, જેઓનું સ્મરણ માત્ર કરવાથી જન્મ–જરા–મૃત્યુના ભયો નાશ પામે છે. તે અનંત ઈશ્વરને હૃદયમાં સ્થાન આપ્યા પછી મને કોઈ જાતનો ભય લાગતો નથી–હું નિર્ભય–નિડર છું."

ગીતાની "भयोद्वेगैर्मुक्तः વાળી વાણી યાદ કર. ત્યાર પછી હિરણ્યકશિપુએ તેના ઉપર સર્પો છોડી મૂકાવ્યા પરંતુ સર્પદંશથી પ્રલ્હાદ મૃત્યુ પામ્યો નહિ. આ વાત ઉપર તને શ્રદ્ધા ઉપજતી ન હોય તો મને તેથી કશી હાની નથી; પરંતુ પુરાણકારને આ સર્પદંશવાળી વીગત શા માટે લખવી પડી તેનો આપણે વિચાર કરવો જોઇએ:—

सत्त्वासक्तमतिः कृष्णे दश्यमानो महोरगैः ।

न विवेदात्मनो गात्रं तत् स्मृत्याल्हादसंस्थितः ॥

તે સમયે પ્રલ્હાદનું મન કૃષ્ણમાં એટલું બધું આસક્ત હતું કે અનેક મહા ભયંકર સર્પોએ તેને ડંસ માર્યા તથાપિ કૃષ્ણ-સ્મરણના આનંદમાં તેને તેની કશી વ્યથા જણાઈ નહિ. આવો ભક્તિપૂર્ણ આનંદ, નિર્મળ આલ્હાદ હૃદયમાં જાગૃત થાય છે ત્યારે સુખદુઃખમાં કાંઇ ભેદ જણાતો નથી. પેલું ભગવદ્‌વાકય પુનઃ સ્મૃતિમાં લાવઃ–"समदुःखसुखः क्षमी" **ક્ષમી** એટલે શું તે વાત હું હવે પછી કહીશ હાલ તુર્ત તો "समदुःखसुखः" એ કથનનું રહસ્ય સમજી લે.

શિષ્ય:—સમજ્યો. ભક્તાત્માના મનમાં રાત્રિદિન એક એવું મહાન્ સુખ રહ્યા કરે છે કે જેથી અન્ય પ્રકારનાં સુખ—દુઃખોને તે ગણતરીમાં લેખતો નથી.

ગુરુઃ—હા સર્પ દંશથી પણ જ્યારે પ્રલ્હાદનું મૃત્યુ ન થયું, ત્યારે હિરણ્યકશિપુએ તેના પર મદોન્મત્ત હસ્તિઓને છોડી મૂકાવ્યા. હસ્તિઓના દાંત ભાંગી ગયા, પણ પ્રલ્હાદને કશી હાનિ થઈ નહિ. તે પ્રસંગે પ્રલ્હાદ પોતાનાં પિતાને શું કહે છે તે એક વખત સાંભળી લેઃ—

दन्ता गजानां कुलिशाग्रनिष्ठुराः शीर्णायदेते न बलं ममैतत् ।
महाविपत् पापविनाशनोऽयम् जनार्दनानुस्मरणानुभावः ॥

અર્થાત્—વજ્રના અગ્રભાગ જેવા કઠિન ગજદંતો ભાંગીને તૂટી પડ્યા એ કાંઈ મારા બળથી થયું નથી. જેઓ મહા વિપદ્ અને મહાપાપથી રક્ષણ કરવાને સમર્થ છે તે એક જનાર્દન પ્રભુના સ્મરણનાજ પ્રતાપે તેમ બન્યું છે.

પુનઃ પેલું ભગવદ્ વાક્ય યાદ કર. "निर्ममो निरहंकार:" ઈત્યાદિ ભગવદુક્તિમાં જે નિરહંકાર શબ્દ વાપરવામાં આવ્યો છે તે આવા સ્થળે સાર્થક થાય છે. ભક્તાત્મા આ વાત બહુ સારી સમજે છે કે વિશ્વમાં જે કંઈ બને છે તે કેવળ પરમાત્માની ઇચ્છાથીજ બને છે, અને તેથી તે ભક્ત પુરૂષ હંમેશાં અહંકાર રહિત રહે છે.

હસ્તીઓ પણ પ્રહ્લાદના અંગને કશી હાનિ ન કરી શક્યા, ત્યારે હિરણ્યકશિપુએ તેને આગમાં બાળીને ભસ્મ કરવાનો હુકમ કર્યો.

પ્રહ્લાદને ધગધગતા અગ્નિમાં નાખવામાં આવ્યો, પરંતુ ત્યાંથી પણ તે જેવોને તેવો જ બહાર નીકળ્યો. ભક્તાત્મા ટાઢ–તડકામાં તથા સુખ–દુઃખમાં સમાન ભાવવાળો હોય છે, એ વાત અગાઉ કહી ચૂક્યો છું. પ્રહ્લાદને તે અગ્નિકુંડ પણ કમળ પત્રના જેવો શીતળ જણાયો.

ત્યાર બાદ દૈત્યપુરોહિત ભાર્ગવોએ દૈત્યપતિને જણાવ્યું કેઃ "આપ ક્રોધને શાંત કરી પ્રહ્લાદને અમારે હવાલે કરી દ્યો. અમારી પાસે રહ્યા પછી પણ જો તે વિષ્ણુભક્તિનો પરિત્યાગ નહિ કરે તો અમે અમારા જાદુઈ બળથી તેનો વધ કરી નાખીશું. અમારા રાક્ષસી પ્રયત્નો કદાપિ નિષ્ફળ થતા નથી."

દૈત્યેશ્વર આ પ્રસ્તાવને સમ્મત થયો. ભાર્ગવો પ્રહ્લાદને પોતાની સાથે લઈ ગયા અને દૈત્યપુત્રો જ્યાં ભણતા હતા ત્યાં પ્રહ્લાદને પણ ભણવા બેસવાનું કહ્યું. પ્રહ્લાદ આ દૈત્યશાળામાં બેઠો તો ખરો, પણ ત્યાંએ એક જુદો વર્ગ ખોલી દૈત્યપુત્રોને એકત્રિત કરી, તેમને વિષ્ણુ-ભક્તિ સંબંધી ઉપદેશ આપવા મંડી ગયો. પ્રહ્લાદની વિષ્ણુભક્તિ એ માત્ર તેનું પરાહુતવત હતું એમ કહીએ તોપણ ચાલેઃ–

विस्तारः सर्वभूतस्य विष्णोर्विश्वमिदं जगत् ।
द्रष्टव्यमात्मवत्तस्मादभेदेन विचक्षणैः ॥
सर्वत्र दैत्याः समतामुपेत्य समत्वमाराधनमच्युतस्य ॥

અર્થાત્–આ સમગ્ર જગત્ એ સર્વ ભૂતસ્વરૂપ વિષ્ણુનો વિસ્તાર માત્ર છે. એટલા માટે વિચક્ષણ વ્યક્તિએ સર્વને પોતાની સાથે અભેદભાવવાળા માનવા જોઈએ ×××× હે દૈત્યગણ ! તમે સર્વત્ર

સમાન બુદ્ધિ રાખતા જાઓ. આવું સમાનત્વ એટલે કે સર્વ ભૂત-માત્રને પોતાના આત્મવત્ લેખવા એજ ઇશ્વરની આરાધના પ્રભુની ભક્તિ છે.

પ્રહ્લાદના પોતાના શબ્દો ખાસ કરીને વિષ્ણુપુરાણમાંથી વાંચી લેવાની હું તને ભલામણ કરૂં છું. નમુના તરીકે અહિઆં એક–બે શ્લોકો આપ્યા વિના રહી શકતો નથી:–

अथ भद्राणि भूतानि हीनशक्तिरहं परम् ।
मुदं तथापि कुर्वीत हानिर्द्वेषफलं यतः ॥
बद्धवैराणि भूतानि द्वेषं कुर्वन्ति चेत्ततः ।
शोच्यान्यहोऽति मोहेन व्याप्तानीति मनीषिणाः ॥

અર્થાત્–જેથી કરીને આપણે શક્તિરહિત બનતા હોઇએ, પરંતુ બીજાનું મંગળ થતું હોય તો તેથી આપણે આનંદિત થવું જોઇએ. કોઇના પ્રત્યે કદાપિ દ્વેષભાવ રાખવો નહિ; કારણ કે–દ્વેષ એ અનિષ્ટનું મૂળ છે. જેઓ પોતાના શત્રુઓ પ્રત્યે દ્વેષ રાખે છે તેઓ મોહથી વ્યાપ્ત થઈ ગએલા હોય છે, એમ ધારી જ્ઞાની પુરૂષો તે માટે દુઃખી થાય છે.

હવે પેલું ભગવદ્વચન યાદ કર. ભક્તાત્માનાં લક્ષણો ગણા-વતાં પ્રભુ પોતેજ કહે છે કે,

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ॥

એમાંના "ન દ્વેષ્ટિ" શબ્દ ઉપર વિચાર કરી જો. ઉક્ત ભગવદ્-વાક્ય સંબંધે પુરાણકાર આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરે છે:–

પ્રહ્લાદે વિષ્ણુભક્તિનો ઉપદ્રવ પુનઃ ચાલુ કર્યો છે એમ હિરણ્યકશિપુના જાણવામાં આવતાં તેણે તેને ઝેર આપવાનો હુકમ ફરમાવ્યો. વિષપાનથી પણ પ્રહ્લાદ મૃત્યુ પામ્યો નહિ. ત્યાર બાદ દૈત્યેશ્વરે પોતાના પુરોહિતોને બોલાવી કોઇ પણ મંત્ર–તંત્ર કે જાદુપ્રયોગથી પ્રહ્લાદને મારી નાંખવાની આજ્ઞા કરી. તે પુરોહિતો પ્રહ્લાદને પોતાની સાથે લઇ ગયા અને એકાંતમાં કેટલોક ઉપદેશ આપ્યો. તેઓએ પ્રહ્લાદને કહ્યું કે; તારો પિતા પોતે જગત્‌નો ઇશ્વર છે, તો પછી અનંત પરમાત્મા જેવાઓનાં ગુણગાન કરવાથી તારૂં શું કલ્યાણ થવાનું હતું ?" પ્રહ્લાદના વિચારોમાં કે વિશ્વાસમાં એથી પણ લેશ માત્ર ફરક ન પડ્યો. મતલબ કે પ્રહ્લાદ "સ્થિરમતિ"જ રહ્યો અને પુરોહિતોના ઉપલા શબ્દો સાંભળીને માત્ર હસ્યો. છેવટે દૈત્ય પુરોહિતોએ અભિચાર ક્રિયા અજમાવવાનો આરંભ કર્યો. અગ્નિમય સ્વરૂપ–વાળી અભિચાર ક્રિયાએ પ્રલ્હાદના હૃદયમાં ત્રિશૂળ માર્યું, છતાં પ્રલ્હાદને તેથી કશી હાનિ થઈ નહિ, ઉલટું ત્રિશૂળ ભાંગીને ચુરેચુરા થઈ ગયું. ત્યાર પછી તે મૂર્તિમાન અભિચાર ક્રિયાને પોતાને જ નિર્દોષ પ્રલ્હાદ પ્રતિ પ્રેરવામાં આવી. તેનો બદલો લેવા ક્રોધાવેશમાં અભિચાર ક્રિયા કરનારા દૈત્ય પુરોહિતો તરફ પાછી ફરી અને તેમનો પોતાનો જ ધ્વંસ કરવા લાગી. આ દેખાવ જોઈ પ્રલ્હાદ કરુણ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યો કે: "હે કૃષ્ણ ! હે અનંત ! આ જીવોની રક્ષા કરો" એટલી પ્રાર્થના કરીને શાંત બેસી

ન રહેતાં તે પોતે દૈત્ય પુરોહિતોને બચાવવા આગળ દોડ્યો અને પરમાત્માને સંબોધીને કહેવા લાગ્યો કેઃ હે સર્વ વ્યાપિન્, હે જગત્ સ્વરૂપ! હે જગત્ કર્તા! હે જનાર્દન! આ બ્રાહ્મણોને આવા અસહ્ય દુઃખમાંથી મુક્ત કરો. સકળ ભૂતમાત્રમાં આપજ એક સર્વત્ર વ્યાપક છો એવી મારી દૃઢ માન્યતા હોવાથી એ બ્રાહ્મણો મારા શત્રુ બનીને મને મારવા આવ્યા હતા, પરંતુ તેમને હું શત્રુરૂપે માની શકયો નથી. તેમની રક્ષા કરો! જેઓ મને વિષપાન કરાવવા માગતા હતા, જેઓ મને હાથી નીચે ચગદી નાખવા માગતા હતા અને જેઓ મને બાળીને ભસ્મ કરવા ચાહતા હતા, તેઓ પણ મારા મિત્રો જ છે! તેઓ પ્રત્યે જો મને અત્યાર પર્યંત દ્વેષભાવ ઉત્પન્ન થયો ન હોય અને મારો મૈત્રીભાવ આદિથી અંત પર્યંત જેવોને તેવોજ જળવાઈ રહ્યો હોય તો હે પ્રભો! મારા એ સત્યના બળથી એ બ્રાહ્મણોનો ઉદ્ધાર કરો" તેથી પરમેશ્વરકૃપાથી બ્રાહ્મણો જીવતા થયા અને પ્રહ્લાદને આશીર્વાદ આપી પોતાના ગૃહ તરફ વિદાય થયા.

આવી ઉદારકથા બીજા કોઈ ધર્મસાહિત્યમાં મળવી અશકય છે. આવો ઉન્નત ભક્તિવાદ, આર્યધર્મ સિવાય બીજે કોઈપણ સ્થળે તું બતાવી શકશે? આવા ઉન્નત ધર્મનો અન્ય કોઈપણ દેશમાં કોઈ પણ કાળે પ્રચાર થયો હોય, એમ હજી સુધી મારા જાણવામાં નથી.

શિષ્યઃ—આપનું કહેવું યથાર્થ છે **સ્વધર્મના ગ્રન્થોનો ત્યાગ કરીને સૌ પહેલાં અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારૂં વિશેષ અનિષ્ટ થયું છે** એ વાતનો હુ સ્વીકાર કરૂં છું.

ગુરુઃ—ભગવદ્ગીતામાં જે ભક્તાત્માને ક્ષમાશીલ તેમજ શત્રુ મિત્રમાં તુલ્યજ્ઞાની જણાવવામાં આવ્યો છે તે ભક્તાત્મા વસ્તુતઃ કેવા પ્રકારનો હોવો જોઇએ. તેનો તને કંઇક ખ્યાલ આવી ગયો હશે.

હિરણ્યકશિપુ પોતાના પુત્રનો આવો અપૂર્વ પ્રભાવ જોઈને બહુજ ચકિત થયો, અને તેણે પ્રલ્હાદને પૂછયું કેઃ "તારામાં આવો પ્રભાવ કેવી રીતે આવી શકયો ?" તેના ઉત્તરમાં પ્રલ્હાદે જણાવ્યું કેઃ–"જેઓના હૃદયમાં અચ્યુત હરિ વિશેષરૂપે અવસ્થાન કરે છે તેમનામાં સ્વાભાવિક રીતેજ એવા પ્રભાવનો પ્રવેશ થાય છે. જે મનુષ્ય બીજાનું અનિષ્ટ કરવાને સ્વપ્ને પણ વિચાર કરતો નથી, તેનું કદાપિ કોઈ અનિષ્ટ કરી શકતું નથી. કારણ કે તેના મૂળ કારણનોજ અભાવ હોય છે. જે મનુષ્ય પોતાનાં કર્મોદ્વારા, અથવા તો મન કે વાણીદ્વારા બીજાને પીડા આપે છે તે મનુષ્ય હાથે કરીને પોતાનાજ વિનાશનાં બીજ વાવે છે, એમ સમજવું."

"જે કેશવ મારામાં વ્યાપ્ત છે તેજ કેશવ સર્વ ભુતમાત્રમાં રહેલો છે એમ માની હું કોઈનું બુરૂં ઈચ્છતો નથી, તેમજ કોઈનું અનિષ્ટ કરતો નથી. **પ્રત્યેક પ્રાણીનું કલ્યાણ કેવી રીતે થાય તેજ સંબંધી વિચારો હું રાત્રિ દિન સેવ્યા કરૂં છું.** તો પછી કોઇ પણ શક્તિ મારૂં શારીરિક કે માનસિક અથવા ભૌતિક કે દૈવી અશુભ કેવી રીતે કરી શકે ? **પરમાત્મા સર્વમય છે, એમ માની ભૂતમાત્રની અવ્યભિચારિણી ભક્તિ કરવી તે પંડિતોનું કર્તવ્ય છે.**

આથી અધિક ઉન્નત ઉપદેશ બીજો કયો હોઈ શકે? આપણું વિદ્યાલયોમાં કિંવા કોલેજોમાં આવા ઉપદેશનાં મૂળતત્ત્વો પણ સમજાવવામાં આવતાં નથી. આપણી ઉદાર ધર્મ કથાઓને ત્યજી દઈ મેકૉલેકૃત વૉર્ન હેસ્ટીંગ્સ કે લૉર્ડ કલાઇવના પાપપૂર્ણ ઉપન્યાસોજ આપણી સન્મુખ ધરવામાં આવે છે, અને જાણે કે એ ઉપન્યાસો જ આપણામાં ઉચ્ચ સંસ્કારો પ્રેરી શકે છે, એમ માની આપણા શિક્ષકો અભિમાન લે છે, એ કેટલું બધું શોચનીય છે?

પ્રહ્લાદના ઉપલા શબ્દો સાંભળી દૈત્યપતિ અત્યંત ક્રુદ્ધ થયો અને તેણે પ્રહ્લાદને અગાસીએથી નાંખી દઈને મારી નાંખવાનો આદેશ કર્યો; એટલું જ નહિ પણ વાયુદ્વારા, માયાદ્વારા તથા બીજા અનેક ઉપાયોદ્વારા તેનો જીવ લેવાનો હિરણ્યકશિપુએ પ્રયત્ન કરી જોયો; પરંતુ પ્રહ્લાદને કશી હાનિ થઇ નહિ. દૈત્યપતિએ વિચાર કર્યો કે જો પુનઃ પ્રહ્લાદને વિદ્યાલયમાં મોકલી તેના હૃદય ઉપર અન્ય પ્રકારના સંસ્કારોની છાપ પાડવામાં આવે તો જ તે કદાચિત સુધરી શકે, બાકી આવી શિક્ષાઓથી તેને કાંઈ પણ અસર થાય તેમ લાગતું નથી. છેવટે તેને નીતિશિક્ષણ આપવા પુનઃ ગુરુ–ગૃહે મોકલવામાં આવ્યો. નીતિનું શિક્ષણ સંપૂર્ણ થયું એટલે દૈત્યગુરુ પોતે પ્રલ્હાદને સાથે લઈ દૈત્યેશ્વરની પાસે આવ્યા. દૈત્યેશ્વરે પ્રલ્હાદની પરીક્ષા કરવા પ્રશ્ન કર્યો કેઃ–

હે પ્રલ્હાદ! મિત્રો તથા શત્રુઓ પ્રત્યે રાજાઓએ કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઇએ? યુદ્ધ ક્ષેત્રમાં રાજાઓએ કેવી રીતે

વર્તવું ઉચિત છે? પોતાના પ્રધાન મંત્રીઓ તથા અમાત્યો પ્રત્યે કુશળ રાજાઓએ કેવા પ્રકારનું વર્તન રાખવું જોઈએ? ચોરો, આરોપીઓ, ગુન્હેગારો તથા રાજ્યના શત્રુઓ પ્રતિ રાજાએ કેવી દૃષ્ટિથી જોવું જોઈએ? સંધિ સમયે, વિગ્રહ સમયે તેમજ રાજ્યના રિપુઓના દમન સમયે રાજાનું શું કર્તવ્ય છે? મારા આ પ્રશ્નોના ઉત્તરો આપ?"

પ્રહ્લાદે સૌ પ્રથમ પિતૃદેવને પ્રણામ કર્યા અને કહ્યું કે: "ગુરુદેવે મને એ સર્વ પ્રશ્નોના ઉત્તરો શીખવ્યા છે અને હું તે શીખ્યો પણ છું-પરંતુ તેમણે શીખવેલી રાજનીતિ મને સંતોષપ્રદ જણાઈ નથી. શત્રુઓ તથા મિત્રો પ્રત્યે પ્રસંગોપાત્ત સામ-દામ-દંડ-ભેદ વગેરે ઉપાયો અજમાવવા એમ મને કહેવામાં આવ્યું છે, પરન્તુ, પિતાજી! મારાથી જો કાંઈ અપરાધ કે અવિનય થતો હોય તો તેની ક્ષમા યાચીને મારે કહેવું જોઈએ કે હું તો શત્રુઓ અથવા મિત્રોમાં કશો ભિન્નભાવ જ નિહાળી શકતો નથી. મારી દૃષ્ટિએ તો ઉભય એકસમાન છે. મને કાંઈ કરવાપણું હોય એમજ હું તો માની શકતો નથી, અને તેથી રાજનીતિ જેવાં સાધનોની મને સહાય લેવાની જરૂર પડે એમ માનતો નથી. **જો જગન્મય જગન્નાથ પરમાત્મા ગોવિન્દ પોતે જ સર્વભૂતોના અંતઃકરણમાં નિવાસ કરીને રહેલા છે તો પછી શત્રુ-મિત્ર જેવા ભેદો પાડવા એ એક જાતની મૂર્ખતા નહિ તો બીજું શું છે?** આપનામાં જે ભગવાન વ્યાપ્ત છે તેજ વિભૂતિ મારામાં અને સર્વ પ્રાણીમાત્રમાં વ્યાપ્ત છે. વસ્તુતઃ શત્રુ અથવા

મિત્ર એવા ભેદો આપણે શા માટે પોષવા, તેજ હું તો સમજી શકતો નથી, અને એથી કરીને દુષ્ટ વિધ—વિધાનવાળી નીતિ શિક્ષા મને લેશ માત્ર આવશ્યક નથી."

હિરણ્યકશિપુની ક્રોધજ્વાળા નખથી શિખા પર્યંત ભભૂકી નીકળી. તેણે એકદમ ઉભા થઈ પ્રલ્હાદની છાતીમાં લાત મારી અને પોતાના અનુચરોને ફરમાવ્યું "જાઓ, આ દુષ્ટને નાગપાશથી બાંધી સમુદ્રમાં ફેંકી દો." અનુચરોએ તુરત જ દૈત્યપતિની આજ્ઞાનું પાલન કર્યું અને પ્રલ્હાદને નાગપાશથી બદ્ધ કરી, સમુદ્રમાં ફેંકી તેના ઉપર પત્થરો દાબી દીધા. તે વખતે પ્રલ્હાદ ઈશ્વરની સ્તુતી કરવા લાગ્યો કારણ કે અંતિમકાળે ઈશ્વરસ્તુતિ કરવી એ પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે. પ્રલ્હાદે આવા કષ્ટન. સમયમાં પણ પોતાની આત્મરક્ષા કરવા પ્રભુને પ્રાર્થના કરી નહિ. ઈશ્વરમાં તલ્લીન થવું એજ આપણું કર્તવ્ય છે, એમ માની તે ધ્યાન કરતો કરતો ઈશ્વર સ્તુતિમાં એકાગ્ર થઈ ગયો. આ દૃષ્ટિએ જોઈએ તો પ્રલ્હાદ એક યોગી હતો, એમ કહીએ તોપણ કાંઈ દોષ નથી. અંતે તેનાં બંધનો શિથિલ થઈ ગયાં, સમુદ્રનું પાણી સૂકાઈ ગયું, અને તેના શિર ઉપરના પત્થરો એક બાજુ ખસી ગયા. પ્રલ્હાદ વિષ્ણુ સ્તવન કરતો કરતો ત્યાંથી ઉભો થયો. આ સર્વ સમયે પ્રલ્હાદ જે સ્તુતિ કરતો હતો તે તેના પોતાના આત્મરક્ષણ અર્થે કરતો હતો તેમ માનવાનું એકેય કારણ આપણને મળી આવતું નથી. નિષ્કામપણે ઈશ્વરનું ભજન કરવું તે પ્રત્યેકનું કર્તવ્ય છે, એ વાત તે પોતે બહુ સારી રીતે સમજતો હતો, વિષ્ણુ પરમાત્માએ તેને આખરે પોતાનાં દર્શન આપી કૃતાર્થ કર્યો. પરમાત્માએ

તેના ઉપર પ્રસન્ન થઇ વર માગવાનો આદેશ કર્યો. પ્રહ્લાદ હંમેશાં સંતુષ્ટ જ હતો, તેથી તેને કાંઇ માગવાપણું હતું જ નહિ. છતાં પ્રભુની આજ્ઞાને માન આપી પ્રહ્લાદે એટલી જ યાચના કરી કેઃ—"જે હજારો યોનિઓમાં મારે પરિભ્રમણ કરવું પડે તે સર્વ જન્મોમાં આપના પ્રત્યેની મારી ભક્તિ અચળ રહે એવી મને આશિષ આપો" ભક્તાત્મા ભક્તિ સિવાય બીજી કોઈ પણ વસ્તુની કામના કરતો નથી.

ભગવાને કહ્યું: "જે વસ્તુ તારામાં છે, તે તો સર્વદા રહેવાની જ છે. તો પછી ભક્તિ સિવાય બીજી કોઇ પણ વસ્તુની માગણી કર."

પ્રહ્લાદે બીજીવાર પ્રાર્થના કરી કેઃ—"હું આપની ભક્તિ કરૂં છું તેથી મારા પિતાજીએ દ્વેષ અને ક્રોધથી જે પાપનો ભાર સંચિત કર્યો છે, તે પાપભાર તેમના શિરેથી દૂર થાય, એવી કૃપા કરો."

ભગવાને તે યાચનાનો સ્વીકાર કર્યો, અને તૃતીય વર માટે પ્રાર્થના કરવાનો આદેશ કર્યો; પરંતુ નિષ્કામ પ્રહ્લાદ માટે તૃતીય પ્રાર્થના કરવા જેવી કોઇ પણ વસ્તુ જગતમાં નહુતી; કારણ કે તે सर्वारंभपरित्यागी –હર્ષ–શોક–દ્વેષ–તથા રાગથી સંપૂર્ણ મુક્ત હતો એટલુંજ નહિ પણ शुभाशुभपरित्यागी પણ હતો. છેવટે તેણે પ્રભુની પાસે એવી યાચના કરી કેઃ—"પ્રભુ આપના પ્રત્યેની મારી ભક્તિ સર્વદા અવ્યભિચારિણી રહે એવો આશીર્વાદ આપો."

सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः ॥

શ્રીવિષ્ણુ ભગવાન છેવટનું વર પ્રદાન કરી ત્યાંથી અંતર્હિત થયા, ત્યાર પછી હિરણ્યકશિપુએ પ્રલ્હાદ ઉપર અત્યાચાર કરવો ત્યજી દીધો.

શિષ્ય:–હું ધારૂં છું કે ત્રાજવાના એક પલ્લામાં વેદ, બાઈબલ, કુરાન તથા જગતૂનાં સર્વ ધર્મશાસ્ત્રો મૂકીએ અને બીજા પલ્લામાં જો પ્રહ્લાદચરિત્ર મૂકીએ તો એ બેમાં પ્રહ્લાદચરિત્ર જ વધી જાય.

ગુરૂ:–ખરૂં છે કે પ્રલ્હાદ કથિત આર્યધર્મ સકળ ધર્મોમાં એક શ્રેષ્ઠ ધર્મ છે. આર્ય ધર્મ એ સર્વ ધર્મનો એક માત્ર નિષ્કર્ષ (સારાંશ) છે, અને તેથી જ તે સર્વ વિશુદ્ધ ધર્મોમાં વ્યાપ્ત છે. જે ધર્મ જેટલે અંશે વિશુદ્ધ જણાય એટલે અંશે તે આર્યધર્મ છે એમ જ આપણે તો સમજવું જોઇએ. ક્રિશ્ચિઅન ધર્મ કહો કે બ્રાહ્મણ ધર્મ કહો કે બીજો ગમે તે ધર્મ કહો, પરંતુ તે સર્વ એક આર્ય-ધર્મમાંજ પરિસમાપ્ત થઇ જાય છે. "ગાડ" ના નામથી ઈશ્વરની પ્રાર્થના કરનાર, "અલ્લાહુ" નામથી પ્રભુને સંબોધનાર અથવા "બ્રહ્મ" શબ્દથી ઈષ્ટદેવનું આરાધન કરનાર એક માત્ર જગન્નાથનેજ બોલાવે છે, સર્વ ભૂતના અંતરાત્મસ્વરૂપ જ્ઞાન જેણે જાણ્યું છે, તથા જેણે આનંદમય ચૈતન્યને પામવાનો પ્રયત્ન કર્યો છે, અથવા તો કરે છે, અને જે સર્વ ભૂતોમાં પોતાના આત્મા જેવી અભેદ બુદ્ધિ રાખે છે તે પુરુષ ગમે તે દેશમાં જન્મ્યો હોય કે ગમે તે ધર્મ પાળતો હોય તોપણ તે હિંદુ–આર્ય તથા વૈષ્ણવ છે, એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી. જેઓ મહાકલેશ તથા દ્વેષ–પ્રપંચમાં

અહોનિશ તલ્લીન રહેતા હોય, પોતાના માનવ બંધુઓનું જ ગળું કાપવા તૈયાર હોય અને જનસમાજનું જ અનિષ્ટ કરવામાં જેમને લેશ પણ સંકોચ રહેતો ન હોય, તેઓ ગળામાં સુતરનો તાંતણો તથા કંઠમાં રુદ્રાક્ષમાળા રાખવા છતાં પણ હિન્દુ-આર્યના નામને યોગ્ય નથી. એક બીજાનો દ્વેષ કરનાર તથા માનવ બંધુઓ પ્રત્યે ક્રૂરતાથી વર્તનાર મનુષ્યો મ્લેચ્છથી પણ અધમ છે, અને તેથી તેઓનો સ્પર્શ કરનાર પવિત્ર મનુષ્ય પણ દૂષિત થાય છે.



# ॥ श्री नृसिंहस्तुतिः ॥



ब्रह्मोवाच ॥

नतोऽस्म्यनंताय दुरंतशक्तये
विचित्रवीर्याय पवित्रकर्मणे ।
विश्वस्य सर्गस्थितिसंयमान्गुणैः
स्वलीलया संदधतेऽव्ययात्मने ॥ ४० ॥

श्रीरुद्र उवाच ॥

कोपकालो युगांतस्ते हतोऽयमसुरोऽल्पकः ।
तत्सुतं पाह्युपसृतं भक्तं ते भक्तवत्सल ॥ ४१ ॥

इंद्र उवाच ॥

प्रत्यानीताः परम भवता त्रायता नः स्वभागा
दैत्याक्रांतं हृदयकमलं त्वद्गृहं प्रत्यबोधि ।
कालग्रस्तं कियदिदमहो नाथ शुश्रूषतां ते
मुक्तिस्तेषां न हि बहुमता नारसिंहापरैः किम् ॥ ४२ ॥

# શ્રી નૃસિંહસ્તુતિ.



૪૦ બ્રહ્માસ્તુતિ કરે છે—અનંત શક્તિવાળા, વિચિત્ર પરાક્રમવાળા પવિત્ર ચરિત્રવાળા અને પોતાની લીલાથી ગુણોવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનારા, અખંડ મૂર્તિવાળા એવા આપ અનંતને હું નમસ્કાર કરું છું.

૪૧ શ્રીરુદ્ર સ્તુતિ કરે છે—આપના કોપનો સમય તો પ્રલયકાળ છે, હમણાં તો તમે એક ઘણા નાના દૈત્યને માર્યો છે. હે ભક્ત વત્સલ! હવે શાંત થઈ તેનો પુત્ર અને તમારો ભક્ત જે મારે શરણે આવ્યો છે તેનું રક્ષણ કરો.

૪૨ ઇંદ્ર સ્તુતિ કરે છે—હે પરમેશ્વર! તમે અમારૂં રક્ષણ કરીને દૈત્ય પાસેથી અમારા યજ્ઞના ભાગ અમને અપાવ્યા તથા અમારૂં ધ્યાન કરવાનું સ્થાનક એવું અમારૂં હૃદયકમળ રાક્ષસોનાં ભયથી ભરાઇ ગયું હતું તેને તમે રાક્ષસના ભયમાંથી છૂટું કરીને પ્રફુલ્લીત કર્યું. હે નાથ! તમારી સેવા કરનાર ભક્તજનોને કાળે ગળેલું આ જગત્ કોણ ગણત્રીમાં છે? હે નૃસિંહ! તેઓ મુક્તિને પણ બહુ ઉત્તમ માનતા નથી, ત્યારે બીજાં સુખોની ઇચ્છાજ શા માટે કરે?

ऋषय ऊचुः ॥

त्वं नस्तपः परममात्थ यदात्मतेजो
येनेदमादिपुरुषात्मगतं ससर्ज ।
तद्विप्रलुप्तमधुनाऽद्य शरण्यपाल
रक्षागृहीतवपुषा पुनरन्वमंस्थाः ॥ ४३ ॥

पितर ऊचुः ॥

श्राद्धानि नोऽधिबुभुजे प्रसभं तनूजै-
र्दत्तानि तीर्थसमयेऽप्यपिबत्तिलांबु ।
तस्योदरान्नखविदीर्णवपाद्य आर्च्छ-
त्तस्मै नमो नृहरयेऽखिलधर्मगोप्त्रे ॥ ४४ ॥

सिद्धा ऊचुः ॥

यो नो गतिं योगसिद्धामसाधुरहारषीद्योगतपोबलेन ।
नानादर्पं तन्नखैर्निर्ददार तस्मै तुभ्यं प्रणताः स्मो नृसिंह ४५

विद्याधरा ऊचुः ॥

विद्यां पृथग्धारणयाऽनुराद्धां न्यषेधदज्ञो बलवीर्यदृप्तः ।
स येन संख्ये पशुवद्धतस्तं मायानृसिंहं प्रणताःस्म नित्यम्॥४६॥

૪૩ ઋષિઓ સ્તુતિ કરે છે–હે આદિ પુરુષ પ્રભાવથી ભરપુર એવું તમારૂં ધ્યાનરૂપી તપ, કે જે તપવડે તમે તમારે વિષે રહેલાં જગત્‌ને સરજ્યું હતું, તે તપ તમે અમને કહ્યું હતું. હે શરણાંગત રક્ષક ! તે તપ હમણાં આ રાક્ષસે ચુંથી નાંખ્યું હતું, પરન્તુ રક્ષણ કરવા માટે અવતાર ધારણ કરનાર તમે અમને તે તપ કરવા માટે ફરીને આજ્ઞા કરી છે.

૪૪ પિતૃઓ સ્તુતિ કરે છે—આ અસભ્ય દૈત્ય, અમારા પુત્રોએ અમને આપેલા શ્રાદ્ધને તથા તીર્થમાં આવેલા તલ તથા જળને પરાણે ખાઈ જતો હતો, તે દૈત્યનું આજે તમે નખવતી પેટ ચીરી નાંખીને તે સર્વ અમને પાછું અપાવ્યું છે, તે અખિલ ધર્મનું રક્ષણ કરનાર આપ નૃસિંહ ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ.

૪૫ સિદ્ધો સ્તુત કરે છે–હે નૃસિંહ ! જે દુષ્ટ દૈત્ય યોગનાં તથા તપનાં બળથી અમારી યોગસિદ્ધ સિદ્ધિઓને હરિ ગયો હતો તે અનેક ગર્વવાળા દૈત્યને તમે નખવડે ચીરી નાંખ્યો, તે તમને અમે પ્રણામ કરીએ છીએ.

૪૬ વિદ્યાધરો સ્તુતિ કરે છે–બળથી તથા પરાક્રમથી ગર્વિષ્ટ થઇ ગયેલા જે અજ્ઞાની દૈત્યે જૂદી જૂદી ધારણાથી મેળવેલી અમારી વિદ્યાને અટકાવી દીધી હતી, તે દૈત્યને આપે યુદ્ધમાં પશુની પેઠે મારી નાંખ્યો, તે માયા વડે નૃસિંહનું રૂપ ધરનારા આપને નિત્ય નમસ્કાર કરીએ છીએ.

नागा ऊचुः ॥

येन पापेन रत्नानि स्त्रीरत्नानि हृतानि नः ।
तद्वक्षः पाटनेनासां दत्तानंद नमोस्तुते ॥ ४७ ॥

मनव ऊचुः ॥

मनवो वयं तव निदेशकारिणो
दितिजेन देव परिभूतसेतवः ।
भवता खलस्स उपसंहृतः प्रभो
करवाम ते किमनुशाधि किंकरान् ॥ ४८ ॥

प्रजापतय ऊचुः ॥

प्रजेशा वयं ते परेशाभिसृष्टा
न येन प्रजा वै सृजामो निषिद्धाः ।
स एष त्वया भिन्नवक्षानुशेते
जगन्मंगलं सत्त्वमूर्तेवतारः ॥ ४९ ॥

गंधर्वा ऊचुः ॥

वयं विभो ते नटनाट्यगायका
येनात्मसाद्वीर्यबलौजसा कृताः ।
स एष नीतो भवता दशामिमां
किमुत्पथस्थः कुशलाय कल्पते ॥ ५० ॥

૪૭ નાગો સ્તુતિ કરે છે—જે પાપી દૈત્યે અમારા રત્નોનું તથા ઉત્તમ સ્ત્રીરૂપ રત્નોનું હરણ કર્યું હતું તે દૈત્યની છાતી ફાડી નાંખીને આ સ્ત્રીઓને આનંદ આપનારા એવા આપને નમસ્કાર હો !

૪૮ મનુઓ સ્તુતિ કરે છે—હે દેવ ! અમે મનુઓ તમારી આજ્ઞામાં વર્તનારા છીએ; અમારી મર્યાદા જે દૈત્યોએ તોડી નાંખી હતી, તે દુષ્ટ દૈત્યને તમે મારી નાંખ્યો તે ઠીક કર્યું. હે પ્રભો! અમે તમારી શી આજ્ઞા ઉઠાવીએ! અમે તમારા દાસ છીએ; તમે દાસોને આજ્ઞા કરો.

૪૯ પ્રજાપતિઓ સ્તુતિ કરે છે—હે પરમેશ્વર! અમે પ્રજાપતિઓ છીએ અને તમે અમને પ્રજા સરજવા માટે પ્રેરેલા હતા, પરન્તુ જે દૈત્યના અટકાવથી અમે પ્રજાને સરજતા ન હતા, તે દૈત્ય, તમે નખોવતી તેની છાતી ફાડી નાખવાથી, ધરણી ઉપર ઢળી પડયો છે. હે સત્વમૂર્તિ! તમારો આ અવતાર જગતનું કલ્યાણ કરનારો છે.

૫૦ ગંધર્વો સ્તુતિ કરે છે—હે વિભુ ! અમે આપના નાચનારા અને નૃત્ય વેળાએ ગાનારા છીએ; તેઓને જે દૈત્યે પોતાના શૌર્યના તથા શક્તિના પ્રભાવથી પોતાને તાબે કર્યા હતા, તે દૈત્યને આપે આ દશાએ પહોંચાડ્યો. અવળે માર્ગે ચાલનારો મનુષ્ય શું સુખી થાય છે કે ?

चारणा ऊचुः ॥

हरे तवांघ्रिपंकजं भवापवर्गमाश्रिताः ।
यदेष साधुहृच्छयस्त्वयाऽसुरः समापितः ॥ ५१ ॥

यक्षा ऊचुः ॥

वयमनुचरमुख्याः कर्मभिस्ते मनोज्ञै-
स्त इह दितिसुतेन प्रापिता वाहकत्वम् ।
स तु जनपरितापं तत्कृतं जानता ते
नरहर उपनीतः पंचतां पंचविंश ॥ ५२ ॥

किंपुरुषा ऊचुः ॥

वयं किंपुरुषास्त्वं तु महापुरुष ईश्वरः ।
अयं कुपुरुषो नष्टो धिक्कृतः साधुभिर्यदा ॥ ५३ ॥

वैतालिका ऊचुः ॥

सभासु सत्रेषु तवामलं यशो
गीत्वा सपर्यां महतीं लभामहे ।
यस्तां व्यनैषीद्भृशमेष दुर्जनो
दिष्ट्या हतस्ते भगवन्यथाऽऽमयः ॥ ५४ ॥

૫૧ ચારણો સ્તુતિ કરે છે—હે હરે! મહાત્માઓના મનમાં ભય ઉપજાવનારા આ દૈત્યને આપે પૂરો કરી નાંખ્યો, તે આપનાં ચરણ કે જે સંસારનો નાશ કરનારાં છે, તેને શરણે આવ્યા છીએ.

૫૨ યક્ષો સ્તુતિ કરે છે—હે ચોવીસ તત્ત્વના નિયામક! અમે મુખ્ય અનુચરો તમારાં મન ગમતાં કામો કરીને તમને સેવીએ છીએ, પરંતુ હમણાં આ દૈત્યે અમને પોતાના વાહનરૂપ બનાવ્યા હતા. હે નૃસિંહ! તે દૈત્યે મનુષ્યોને જે દુઃખ દીધાં હતાં તે દુઃખને જાણનારા આપે તે દૈત્યને મારી નાંખ્યો છે.

૫૩ કિંપુરુષો સ્તુતિ કરે છે—અમે કિંપુરુષો છીએ અને આપતો મહાપુરુષ ઇશ્વર છો, ( માટે અમે આપની સ્તુતિ કેવી રીતે કરી શકીએ ?) આ નીચ પુરુષ હિરણ્યકશિપુ જ્યારથી મહાત્મા પુરુષોએ તેનો ધિક્કાર કર્યો હતો ત્યારથીજ મરી ગયો હતો.

૫૪ વૈતાલિકો સ્તુતિ કરે છે—અમે સભાઓમાં તથા યજ્ઞોમાં તમારી નિર્મળ કીર્તિ ગાઈને મોટી પહેરામણીને મેળવતા હતા, તે પહેરામણીને આ દુર્જન નિરંતર લઇ જતો હતો. હે ભગવન આપે રોગની પેઠે તેનો નાશ કર્યો, તે બહુ સારું કર્યું.

किन्नरा ऊचुः ॥

वयमीश किन्नरगणास्तवानुगा
दितिजेन विष्टिममुनाऽनुकारिताः ।
भवता हरे स वृजिनोऽवसादितो
नरसिंह नाथ विभवाय नो भव ॥ ५५ ॥

विष्णुपार्षदा ऊचुः ॥

अद्यैतद्धरिनररूपमद्भुतं ते
दृष्टं नः शरणद सर्वलोकशर्म ।
सोऽयं ते विधिकर ईश विप्रशप्त-
स्तस्येदं निधनमनुग्रहाय विद्मः ॥ ५६ ॥

इति श्रीभागवते महापुराणे नृसिंहावतारे
दैत्यवधो नामाष्टमोऽध्यायः ॥

——:०:——

૫૫ કિન્નરો સ્તુતિ કરે છે—હે ઈશ્વર! અમે કિન્નરો તમારા સેવક છીએ, પણ આ દૈત્ય અમારી પાસે વેઠ કરાવતો હતો. તે પાપીને હે હરિ! આપે મારી નાંખ્યો. હે નૃસિંહ! હે નાથ! આપ અમારું કલ્યાણ કરો.

૫૬ વિષ્ણુના પાર્ષદો સ્તુતિ કરે છે—હે ભક્તોને આશ્રય આપનારા! સર્વ લોકોને સુખ આપનારું તમારું અદ્ભુત એવું આ નૃસિંહનું રુપ આજે જ દીઠું. હે ઈશ્વર! આપનો દાસ આ હિરણ્યકશિપુ બ્રાહ્મણોથી શાપિત થયો હતો, તેનું આપે મૃત્યુ કર્યું, તે તેના અનુગ્રહ માટે કર્યું છે, એમ અમે જાણીએ છીએ.

ઈતિ શ્રીમહાપુરાણુ ભાગવતવિષે સપ્તમસ્કંધમાં 'પ્રહ્લાદ આખ્યાન વિષે દૈત્યવધ તથા નૃસિંહસ્તુતિ' નામનો અધ્યાય ૮ મો સંપૂર્ણ.



नारद उवाच ॥

एवं सुरादयः सर्वे ब्रह्मरुद्रपुरस्सराः ।
नोपेतुमशकन्मन्युसंरंभं सुदुरासदम् ॥ १ ॥

साक्षाच्छ्रीः प्रेषिता देवैर्दृष्ट्वा तन्महदद्भुतम् ।
अदृष्टाश्रुतपूर्वत्वात् सा नोपेयाय शंकिता ॥ २ ॥

प्रह्लादं प्रेषयामास ब्रह्मावस्थितमंतिके ।
तात प्रशमयोपेहि स्वपित्रे कुपितं प्रभुम् ॥ ३ ॥

तथेति शनकै राजन् महाभागवतोऽर्भकः ।
उपेत्य भुवि कायेन ननाम विहितांजलिः ॥ ४ ॥

स्वपादमूले पतितं तमर्भकं
विलोक्य देवः कृपया परिप्लुतः ।
उत्थाप्य तच्छीर्ष्ण्यदधात् करांबुजं
कालाहिवित्रस्तधियां कृताभयम् ॥ ५ ॥

# નૃસિંહનો કોપ શમાવવા માટે પ્રહ્લાદે કરેલી સ્તુતિ.

૧ નારદ કહે છે—એ પ્રમાણે ક્રોધથી ઉગ્ર થયેલા અને પાસે જઈ શકાય નહિ તેવા નૃસિંહની પાસે જવા માટે બ્રહ્મા, રુદ્ર વગેરે સર્વે દેવતાઓ હામ ભીડી શકયા નહિ.

૨ પછી દેવતાઓએ નૃસિંહનાં પાસે સાક્ષાત્ લક્ષ્મીજીને મોકલ્યાં, પરંતુ તે નૃસિંહનું પૂર્વે કદી જોયેલું કે સાંભળેલું નહિ તેવું અદ્‌ભૂત સ્વરૂપ જોઇને ત્રાસની શંકાથી તે પણ તેની પાસે ગયાં નહિ.

૩ ત્યારપછી બ્રહ્માએ પોતાના પાસે ઉભેલા પ્રલ્હાદને કહ્યું કે, હે તાત! તારા પિતા ઉપર કોપાયમાન થયેલા પ્રભુની પાસે તું જા અને તેને શાંત કર, એમ કહીને તેને નૃસિંહની પાસે મોકલ્યો.

૪ હે રાજા! મહાભગવદ્ ભકત એવા તે બાળકે 'અસ્તુ' એમ કહીને ધીરે ધીરે નૃસિંહ ભગવાનની પાસે જઈ, બે હાથ જોડી, પૃથ્વી ઉપર પડી, કાયાવડે તેમને પ્રણામ કર્યા.

૫ ભગવાન નૃસિંહ દેવે પોતાનાં ચરણમૂળમાં પડેલા બાળકને જોઈ, કૃપાથી પરિપૂર્ણ થવાને લીધે તે બાળકને ઉઠાડીને કાળરૂપી સર્પથી મનમાં ત્રાસ પામેલા લોકોને અભય આપનારો પોતાનો હસ્તકમળ તેના મસ્તક ઉપર ધારણ કર્યો.

स तत्करस्पर्शधुताखिलाशुभः
सपद्यभिव्यक्तपरात्मदर्शनः ।
यत्पादपद्मं हृदि निर्वृतो दधौ
हृष्यत्तनुः क्लिन्नहृदश्रुलोचनः ॥ ६ ॥

अस्तौषीद्धरिमेकाग्रमनसा सुसमाहितः ।
प्रेमगद्गदया वाचा तन्न्यस्तहृदयेक्षणः ॥ ७ ॥

प्रल्हाद उवाच ॥

ब्रह्मादयः सुरगणा मुनयोऽथ सिद्धाः
सत्त्वैकतानमतयो वचसां प्रवाहैः ।
नाराधितुं पुरुगुणैरधुनापि पिप्रुः
किं तोष्टुमर्हति स मे हरिरुग्रजातेः ॥ ८ ॥

૬ ભગવાનના હાથના સ્પર્શથી તે અખિલ પાપમાંથી મુક્ત થયો અને તરત બ્રહ્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થયું, હૃદયમાં નિવૃત્તિ સુખ થયું, શરીરમાં રોમાંચ થયાં, હૃદય પ્રેમથી ભીંજાઇ ગયું, આંખમાં પ્રેમનાં અશ્રુઓ આવી ગયાં અને તે મનમાં ભગવાનનાં ચરણ કમળનું ધ્યાન કરવા લાગ્યો.

૭ અને પછી સારી રીતે જીતેન્દ્રિય–એવો તે પ્રલ્હાદ શ્રી હરિને વિષે મનને તથા નેત્રને અર્પણ કરીને એકાગ્ર મનથી પ્રેમવડે ગળગળી વાણીવડે શ્રી હરિની સ્તુતી કરવા લાગ્યો.

૮ પ્રલ્હાદ સ્તુતિ કરે છે:–બ્રહ્માદિક દેવતાઓ, મુનિઓ તથા સત્વગુણને વિષેજ જેની બુદ્ધિ વિસ્તાર પામેલી છે, એવા સિદ્ધ લોકો પણ વચનોના પ્રવાહોથી તથા ગુણોથી અદ્યાપિ સૂધી આપનું આરાધન કરવાને સમર્થ થયા નથી, તે આપ શ્રી હરિ ઉગ્ર જાતિનો પુરુષ (આસુરી પુરુષ) જે હું તેનાથી કેવી રીતે પ્રસન્ન કરી શકાઓ ?

मन्ये धनाभिजनरूपतपः श्रुतौज-
स्तेजः प्रभावबलपौरुषबुद्धियोगाः ।
नाराधनाय हि भवंति परस्य पुंसो
भक्त्या तुतोष भगवान् गजयूथपाय ॥ ९ ॥

विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभ-
पादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थ-
प्राणं पुनाति स कुलं न तु भूरिमानः ॥ १० ॥

नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो
मानं जनादविदुषः करुणो वृणीते ।
यद्यज्जनो भगवते विदधीत मानं
तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ॥ ११ ॥

૯ 'હું માનું છું કે, ધન, ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિત-પણું, ઇંન્દ્રિયોની કુશળતા, કાન્તિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ તથા અષ્ટાંગ યોગ, આ સર્વે પરમાત્માને પ્રસન્ન કરવા માટે સમર્થ થતા નથી, પરંતુ ભગવાન શ્રીહરિ ભક્તિવડે ગજેન્દ્ર ઉપર પ્રસન્ન થયા હતા.

૧૦ બ્રાહ્મણ જાતિ ન હોય અને ઉપર કહેલા બાર ગુણોવાળો હોય છતાં પણ તે જો ભગવાનનાં ચરણથી વિમુખ હોય, તો તેના કરતાં ભગવાનને મન, વચન, કર્મ ધન, તથા પ્રાણને અર્પણ કરનારા ચંડા-ળને ઉત્તમ માનું છું. કારણ કે, તે પોતાના કુળને પવિત્ર કરે છે અને ઘણા માનવાળો બ્રાહ્મણ પોતાને પણ પવિત્ર કરી શકતો નથી તો બીજાની તો વાત જ શી કરવી.

૧૧ ભગવાન્ પોતે સ્વસ્વરૂપનાં લાભથી પરિપૂર્ણ છે માટે તે અજ્ઞાની મનુષ્યની પાસેથી પોતાની પૂજા ગ્રહણ કરવાની ઈચ્છા કરતા નથી, પરંતુ દયાળુ છે, તેથી પુજા ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે. મનુષ્ય મુખ ઉપર તિલકાદિકથી જે શોભા કરે છે તે શોભા જેમ પ્રતિબિંબને મળે છે તેમ મનુષ્ય ભગવાનનો જે જે સત્કાર કરે છે તે તે સત્કાર તે કરનારને મળે છે.

तस्मादहं विगतविक्लव ईश्वरस्य
सर्वात्मना महि गृणामि यथामनीषम् ।
नीचोऽजया गुणविसर्गमनुप्रविष्टः
पूयेत येन हि पुमाननुवर्णितेन ॥ १२ ॥

सर्वे ह्यमी विधिकरास्तव सत्त्वधाम्नो
ब्रह्मादयो वयमिवेश न चोद्विजन्तः ।
क्षेमाय भूतय उतात्मसुखाय चास्य
विक्रीडितं भगवतो रुचिरावतारैः ॥ १३ ॥

तद्यच्छ मन्युमसुरश्च हतस्त्वयाद्य
मोदेत साधुरपि वृश्चिकसर्पहत्या ।
लोकाश्च निर्वृतिमिताः प्रतियन्ति सर्वे
रूपं नृसिंह विभयाय जनाः स्मरंति ॥ १४ ॥

૧૨ માટે નીચ તથા માયા વડે સંસારમાં પડેલો હું નિર્ભય થયો છતાં, સર્વ પ્રયત્નોથી બુદ્ધિ અનુસાર ઈશ્વરનો મહિમા ગાઉં છું, કે જે મહિમા ગાવાથી પુરુષ પવિત્ર થાય છે.

૧૩ હે ઈશ્વર ! તમારાથી ઉદ્વેગ પામતાં આ સર્વ બ્રહ્માદિક દેવતાઓ સત્વગુણના નિધિરૂપ જે તમે, તેના દાસ છે; પરંતુ અમારી પેઠે વૈરભાવથી ભજનારા નથી. આપના મનોહર અવતારો વડે કરેલી લીલા આ જગતના કલ્યાણને માટે, એશ્વર્ય માટે, તથા સુખ માટે હોય છે; પરંતુ ભય ઉપજાવવા માટે હોતી નથી.

૧૪ માટે તમે ક્રોધને શાંત કરો, તમે અસુરને તો આજે હણ્યો. હવે તમને ક્રોધનું શું પ્રયોજન છે ? વિંછી અથવા તો સર્પને મારી નાંખવાથી જેમ સાધુ પુરુષ પણ પ્રસન્ન થાય છે, તેમજ આ રાક્ષસના નાશથી સઘળા લોકો પ્રસન્ન થયા છે. અને સુખ પામેલા સર્વે લોકો તમારા ક્રોધની શાન્તિની વાટ જૂવે છે. હે નૃસિંહ, લોકો પોતાનો ભય દૂર કરવા માટે તમારા સ્વરૂપનું સ્મરણ કરે છે, ( માટે હવે ક્રોધ દૂર કરો ).

नाहं बिभेम्यजित तेतिभयानकस्य
जिह्वार्कनेत्रभृकुटीरभसोग्रदंष्ट्रात् ।
अंत्रस्त्रजः क्षतजकेसरशं[illegible]कर्णा-
न्निर्ह्रादभीतदिगिभादरिभिन्नखाग्रात् ॥ १५ ॥

त्रस्तोऽस्म्यहं कृपणवत्सल दुःसहोग्र-
संसारचक्रकदनाद्ग्रसतां प्रणीतः ।
बद्धः स्वकर्मभिरुशत्तम तेंघ्रिमूलं
प्रीतोऽपवर्गमरणं ह्वयसे कदा नु ॥ १६ ॥

यस्मात् प्रियाप्रियवियोगसंयोगजन्म-
शोकाग्निना सकलयोनिषु दह्यमानः ।
दुःखौषधं तदपि दुःखमतद्धियाहं
भूमन् भ्रमामि वद मे तव दास्ययोगम् ॥१७॥

सोहं प्रियस्य सुहृदः परदेवताया
लीलाकथास्तव नृसिंह विरिंचगीताः ।
अं[illegible] गृणन् गुणविप्रमुक्तो
दुर्गाणि ते पदयुगालय[illegible]ससंगः ॥१८॥

૧૫ હે અજીત ! અત્યંત ભયંકર એવા જે તમે, તેનું આ રૂપ કે જે મુખ, જીભ, સૂર્યના સરખી આંખો ,ભ્રકુટી તથા ઉગ્ર ડાઢવડે અત્યંત ભયંકર છે; ગળામાં આંતરડાની માળા છે, કેશવાળી લોહીથી ખરડાએલાં છે, કાન ખીલાની પેઠે ઉભા છે, જેની ગર્જનાથી દિશાના હાથીઓ પણ ડરી ગયા છે એવાં તથા શત્રુને નખોની અણીઓથી ફાડી નાંખનારાં આવાં રૂપથી હું ડરતો નથી.

૧૬ પરંતુ હે કૃપાવત્સલ ! અસત્ય તથા ઉગ્ર એવા સંસાર ચક્રના દુઃખથી હું ભય પામું છું. આ સંસાર ચક્રમાં પણ મને મારાં પોતાનાં કર્મો વડે બાંધીને હિંસક કુળોમાં નાંખ્યો છે, માટે હે શ્રેષ્ઠ ! હે સુંદર ! આપ પ્રસન્ન થઈને મોક્ષ રૂપ તથા શરણ રૂપ તમારાં ચરણકમળમાં મને કયારે બોલાવશો ?

૧૭ પ્રિય પદાર્થોના વિયોગથી તથા અપ્રિય પદાર્થોના સંયોગથી થતા શોકાગ્નિ વડે સર્વ અવતારોમાં હું બળ્યા કરૂં છું. આ સંસારમાં દુઃખ દૂર કરવાના જે ઉપાય છે, તે પણ દુઃખદાયી છે છતાં પણ હે ભૂમન ! હું દેહાદિકના અભિમાનથી ભટકયા કરૂં છું; મને તમારી સેવા બતાવો.

૧૮ હે નૃસિંહ ! તમારી સેવા કરનારો હું ગુણના બંધનોમાંથી મુક્ત થઈ તમારાં ચરણારવિંદમાં રહેનારા જ્ઞાની પુરૂષોનો સંગ કરીશ અને પ્રિય, સંબંધી તથા પરમ દેવ એવા આપની બ્રહ્માએ ગાયેલી ચારિત્ર્ય કથાઓને ગાવાથી શ્રમવિના દુઃખોને તરી જઈશ.

बालस्य नेह शरणं पितरौ नृसिंह
नार्तस्य चागदमुदन्वति मज्जतो नौः ।
तप्तस्य तत्प्रतिविधिर्य इहांजसेष्ट-
स्तावद्विभो तनुभृतां त्वदुपेक्षितानाम् ॥ १९ ॥

यस्मिन् यतो यर्हि च येन यस्य
यस्माद्यस्मै यथा यदुत यस्त्वपरः परो वा ।
भावः करोति विकरोति पृथक्स्वभावः
संचोदितस्तदखिलं भवतः स्वरूपम् ॥ २० ॥

माया मनः सृजति कर्ममयं बलीयः
कालेन चोदितगुणानुमतेन पुंसः ।
छंदोमयं यदजयाऽर्पितषोडशारं
संसारचक्रमज कोऽतितरेत्त्वदन्यः ॥ २१ ॥

स त्वं निहत्य विजितात्मगुणः स्वधाम्ना
कालो वशीकृतविसृज्यविसर्गशक्तिः ।
चक्रे विसृष्टमजयेश्वरषोडशारे
निष्पीड्यमानमुपकर्ष विभो प्रपन्नम् ॥ २२ ॥

૧૯ હે નૃસિંહ ! હે વિભો ! આ જગતમાં દુ:ખી મનુષ્યનાં દુ:ખનો ઉપાય, જ્યાંસૂધી તમે પ્રાણીઓની ઉપેક્ષા કરી નથી, ત્યાંસૂધી તેને શ્રમ વિના લાગુ પડે છે; પરંતુ તમે ઉપેક્ષા કરો છો, ત્યારે માતા પિતા, બાળકનું રક્ષણ કરી શકતા નથી, ઓષધ રોગીનું રક્ષણ કરી શકતું નથી અને સમુદ્રમાં ડુબતાં મનુષ્યનું નૌકા રક્ષણ કરી શકિત નથી.

૨૦ ભિન્ન ભિન્ન સ્વભાવવાળા, પૂર્વે ઉત્પન્ન થયેલા બ્રહ્માદિક અથવા તો પછી ઉત્પન્ન થયેલાં માતાપિતા વગેરે જેને વિષે, જે કારણથી જ્યારે, જેનાથી જે સંબંધી, જેને માટે, જે રીતે, જેની પ્રેરણાથી અને જેને ઉત્પન્ન કરે છે તથા રૂપાંતર પમાડે છે, તે સર્વ આપનું સ્વરુપ છે.

૨૧ કાળે ક્ષોભ પમાડેલા ગુણવાળી માયા તમારા અંશભૂત પુરુષની કૃપા દૃષ્ટિથી કર્મ કરનારાં બળવાન વેદોક્ત કર્મમય તથા અવિદ્યાએ અર્પણ કરેલાં સોળ વિકારવાળાં મનને ઉત્પન્ન કરે છે એવાં સંસારમાં ચક્રરૂપ ગણાતાં મનથી, અજન્મા ! તમારા ભક્ત વિના બીજો કોણ તરી શકે ?

૨૨ પોતાની ચેતન્ય શક્તિ વડે બુદ્ધિના ગુણોનો નિત્ય વિજય કરનારા, માયાને પ્રેરનારા તથા કાર્ય કારણોની શક્તિને વશ કરનારા અને આપની માયાનો સોળ આરા (વિકાર )વાળા આ સંસારરૂપમાં નંખાયલો હું છું તથા શેરડીનાં પેઠે પીલાઉં છું અને તમારે શરણે આવ્યો છું તેને તમારાં પોતાની પાસે લ્યો.

दृष्टा मया दिवि विभोऽखिलधिष्ण्यपाना-
मायुः श्रियो विभव इच्छति यान् जनोऽयम् ।
येऽस्मत्पितुः कुपितहासविजृम्भितभ्रू-
विस्फूर्जितेन लुलिताः स तु ते निरस्तः ॥२३॥

तस्मादमूस्तनुभृतामहमाशिषोज्ञ
आयुः श्रियं विभवमैंद्रियमाविरिंचात् ।
नेच्छामि ते विलुलितानुरुविक्रमेण
कालात्मनोपनय मां निजभृत्यपार्श्वम् ॥ २४ ॥

कुत्राशिषः श्रुतिसुखा मृगतृष्णिरूपाः
क्वेदं कलेवरमशेषरुजां विरोहः ।
निर्विद्यते न तु जनो यदपीति विद्वान्
कामानलं मधुलवैः शमयन् दुरापैः ॥ २५ ॥

काहं रजः प्रभव ईश तमोधिकेऽस्मिन्
जातः सुरेतरकुले क्व तवानुकंपा ।
न ब्रह्मणो न तु भवस्य न वै रमाया
यन्मेऽर्पितः शिरसि पद्मकरः प्रसादः ॥ २६ ॥

૨૩ હે વિભુ ! સર્વ લોક પાપોના આયુષ્ય, લક્ષ્મી તથા વૈભવ કે જેઓને મનુષ્ય ઇચ્છે છે તે તો મારાં જોવામાં આવ્યાં છે; કારણ કે તે તો અમારા પિતાનાં ક્રોધ યુક્ત હાસ્યથી ઉંચી ચઢેલી ભ્રુકુટીના ફરકવાને લીધે નાશ પામ્યાં હતાં. તે અમારા પિતાને પણ આપે મારી નાંખ્યો.

૨૪ માટે પ્રાણીઓનાં વૈભવોનાં પરિણામને જાણનારો હું બ્રહ્માદિથી માંડીને સર્વ પ્રાણીઓનાં આયુષ્યની લક્ષ્મીની તથા ઇંદ્રિયોથી ભોગવાતાં સુખોની ઇચ્છા રાખતો નથી. તેમ જ મોટા પરાક્રમવાળી તમારી કાળ મૂર્તિથી નાશ પામતી સિદ્ધિઓને પણ હું ઇચ્છતો નથી; મને તો તમારા દાસોની પાસે લઈ જાઓ.

૨૫ કાનને મીઠા લાગનારા પણ પરિણામે ઝાંઝવાનાં પાણીના જેવા સંસારના વૈભવો ક્યાં? અને સર્વ રોગોનાં ઉત્પત્તિ સ્થાનરૂપ આ કલેવર ક્યાં ! આ પ્રમાણે મનુષ્ય જાણે છે, છતાં પણ દુઃખથી મળનારાં એવાં અલ્પ સુખોથી કામાગ્નિને શાંત કરતો થકો વૈરાગ્ય પામતો નથી.

૨૬ હે ઇશ ! આ અધિક તમોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં ? તથા તમારી દયા ક્યાં ? તમે મારા મસ્તક ઉપર સર્વ સંતાપહારક જે કરકમળ અર્પણ કર્યો, તે કરકમળ, બ્રહ્માના શંકરના તથા લક્ષ્મીના મસ્તક ઉપર ધર્યો ન હતો.

नैषा परावरमतिर्भवतो ननु स्या-
ज्जन्तोर्यथात्मसुहृदो जगतस्तथाऽपि ।
संसेवया सुरतरोरिव ते प्रसादः
सेवानुरूपमुदयो न परावरत्वम् ॥ २७ ॥

एवं जनं निपतितं प्रभवाहि कूपे
कामाभिकाममनु यः प्रतपन् प्रसंगात् ।
कृत्वात्मसात्सुरर्षिणा भगवन् गृहीतः
सोऽहं कथं नु विसृजे तव भृत्यसेवाम् ॥ २८ ॥

मत्प्राणरक्षणमनन्त पितुर्वधश्च
मन्ये स्वभृत्यऋषिवाक्यमृतं विधातुम् ।
खड्गं प्रगृह्य यदवोचदसद्विधित्सु-
स्त्वामीश्वरो मदपरोऽवतु कं हरामि ॥ २९ ॥

૨૭ સામાન્ય પ્રાણીની પેઠે 'આ બ્રહ્માદિક દેવતાઓ છે' તથા આ 'અધમ અસુર છે' એવી આપને વિષમદૃષ્ટિ નથી. કારણ કે તમે જગતના આત્મા અને પ્રિય છો. તથાપિ કલ્પવૃક્ષની પેઠે તમારી સેવા કરવાથી તમારો અમારા ઉપર અનુગ્રહ થાય છે. તેમાં જે ફળ મળે છે, તે ફળ સેવાના પ્રમાણમાં મળે છે. માટે તેમાં વિષમ-બુદ્ધિ જાણવી નહિ.

૨૮ હે ભગવન્! તમે જેમ મારા ઉપર દયા કરી છે, એ પ્રમાણેજ સંસારરૂપી સર્પવાળા કુવામાં પડેલા, વિષય ભોગની ઈચ્છાવાળા અને વિષયી પુરુષોના પ્રસંગથી વિષયમાં પડતા મને દેવર્ષિ નારદે પોતાનો કરીને રાખ્યો છે, તે હું આપના સેવકની સેવા કેમ છોડું?

૨૯ હે અનંત! આપે મારા પ્રાણની રક્ષા કરી તથા મારા પિતાનો વધ કર્યો, તે પોતાના ભક્તજનનાં અને ઋષિઓનાં વચન સત્ય કરવા માટે કરેલું છે, એમ હું માનું છું. અયોગ્ય કર્મ કરવાની ઈચ્છાવાળો મારો પિતા હાથમાં તરવાર લઈને બોલ્યો કે, 'મારા વિના બીજો કોઈ ઈશ્વર હોય તો તે તારું રક્ષણ ભલે કરો. હું તારું મસ્તક છેદન કરીશ.' ( આમ કહ્યું, તે વેળા ભકતોને અભય-દાન આપવા માટે આપ પ્રગટ થયા હતા. )

एकस्त्वमेव जगदेतदमुष्य यत् स्व-
माद्यंतयोः पृथगवेस्यासि मध्यतश्च ।
सृष्ट्वा गुणव्यतिकरं निजमाययेदं
नानेव तैरवसितस्तदनुप्रविष्टः ॥ ३० ॥

त्वं वा इदं सदसदीश भवांस्ततोऽन्यो
माया यदात्मपरबुद्धिरियं ह्यपार्था ।
यद्यस्य जन्म निधनं स्थितिरीक्षणं च
तद्वै तदेव वसुकालवदष्टितर्वोः ॥ ३१ ॥

न्यस्येदमात्मनि जगद्विलयांबुमध्ये
शेषेऽत्मना निजसुखानुभवो निरीहः ।
योगेन मीलितदृगात्मनि पीतनिद्र-
स्तुर्ये स्थितो न तु तमो न गुणाश्च युंक्षे ॥३२॥

૩૦ આ સર્વ જગદ્રૂપ તમે એકજ છો; કારણ કે તમે જગતના આદિમાં તથા અંતમાં જૂદા અવશેષ રહો છો અને તેથી મધ્યમાં પણ તમે છો. તમે પોતાની માયા વડે ગુણોના પરિણામરૂપ આ જગતને સર્જીને તેમાં પ્રવેશ કરેલો છે અને તમે માયાના ગુણોથી કોઈના રક્ષક તથા કોઈના હિંસક એમ અનેક રૂપ ભાસો છો.

૩૧ હે ઈશ્વર ! આ સદ્ અસદ્ રૂપ જગત્ તમારું જ રૂપ છે, પરન્તુ તમે તે જગતથી જૂદા જ છો. આ 'પોતાનો' તથા આ 'પારકો' એવી જે બુદ્ધિ કરવી તે મિથ્યા અને માયારૂપ છે. જેની જેમાં ઉત્પત્તિ, જેનાથી પ્રકાશ, જેમાં સ્થિતિ તથા જેમાં લય થાય છે, તે વસ્તુ તદ્રૂપ જાણવી, જેમ વૃક્ષ, પૃથ્વીમય બીજરૂપ છે અને તે બીજ સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મભૂત તે પરબ્રહ્મરૂપ છે, તેમ સર્વ જગત્ પાંચ ભૂતરૂપ છે. પાંચ ભૂતો પોતાના સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મ ભૂત પરબ્રહ્મરૂપ છે.

૩૨ આ જગતને પોતાનાં સ્વરૂપમાં મૂકીને સ્વસ્વરૂપનાં સુખનો અનુભવ કરનારા તથા ચેષ્ટારહિત એવા તમે પોતે પ્રલયના પાણીમાં શેષશય્યા ઉપર પોઢો છો અને યોગવડે નેત્રો મિચી આત્મસ્વરૂપના પ્રકાશથી નિદ્રાનો વિજય કરી, જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાથી ભિન્ન તુર્યાવસ્થામાં રહો છો; પરન્તુ સુષુપ્તિમાં અનુભવાતાં અજ્ઞાનને તથા જાગ્રત્ અને સ્વપ્નામાં અનુભવાતા વિષયોને જોતા નથી.

तस्यैव ते वपुरिदं निजकालशक्त्या
संचोदितप्रकृतिधर्मण आत्मगूढम् ।
अंभस्यनंतशयनाद्विरमत्समाधे-
र्नाभेरभूत् स्वकणिकावटवन्महाब्जम् ॥ ३३ ॥

तत्संभवः कविरतोऽन्यदपश्यमान-
स्त्वां बीजमात्मनि ततः स्वबहिर्विचिंत्य ।
नाविंददब्दशतमप्सु निमज्जमानो
जातेंकुरे कथमुहोपलभेत बीजम् ॥ ३४ ॥

स त्वात्मयोनि तिविस्मित आस्थितोऽब्जं
कालेन तीव्रतपसा परिशुद्धभावः ।
त्वामात्मनीश भुवि गंधमिवातिसूक्ष्मं
भूतेंद्रियाशयमये विततं ददर्श ॥ ३५ ॥

एवं सहस्रवदनांघ्रिशिरः करोरु-
नासास्यकर्णनयनाभरणायुधाढ्यम् ।
मायामयं सदुपलक्षितसन्निवेशं
दृष्ट्वा महापुरुषमाप मुदं विरिंचः ॥ ३६ ॥

૩૩ તમે જે પ્રલયના જળમાં પોઢો છો અને પોતાની કાળ-શક્તિવડે માયાના ગુણોને પ્રેરો છો, તે તમારૂં આ જગત્ શરીર છે, જળમાં શેષની શય્યામાં પોઢેલા જે તમે તેની સમાધિ જ્યારે પૂરી થઇ ત્યારે એક નાના બીજમાંથી જેમ વડ ઉત્પન્ન થાય છે તેમ આપની નાભિમાંથી લોકાત્મક મહા કમળ ઉત્પન્ન થયું તે તમારે પોતાને વિષે ગુપ્ત રહેલું હતું.

૩૪ તે કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ આડું અવળું જોયું તો, કમળ વિના બીજું કંઈ દીઠું નહિ. પછી તેણે પાણીમાં ઉતરીને પોતાને વિષે વ્યાપેલા બીજરૂપ તમને પોતાથી બહાર છો એમ વિચારીને સો વર્ષ સૂધી શોધ્યા, પરંતુ તમને મેળવ્યા નહિ, તેમાં આશ્ચર્ય શું? અંકુર ફુટયા પછી બીજ કયાંથી મળે?

૩૫ શોધતાં પણ તમે મળ્યા નહિ, ત્યારે બ્રહ્માએ અત્યંત આશ્ચર્ય પામીને લોકાત્મક કમળ ઉપર બેસીને ઘણાં વર્ષ સૂધી તપશ્ચર્યા કરી, તેથી તેનું અંતઃકરણ શુદ્ધ થયું. હે ઈશ! તેણે પૃથ્વીમાં જેમ સૂક્ષ્મગંધ જોવામાં આવે, તેમ પાંચ મહાભૂતો, ઇંદ્રિયો તથા અંતઃકરણરૂપ પોતાના શરીરને વિષે તમને વ્યાપેલા દીઠા.

૩૬ ઉપર પ્રમાણે તપશ્ચર્યા કરવાથી હજાર મુખ, હજાર પગ, હજાર મસ્તક, હજાર હાથ, હજાર સાથળ, હજાર નાક, હજાર કાન, તથા હજાર નેત્રોવાળું, આભરણો અને આયુધોથી ભરપૂર અને લોકવડે જેના અવયવોની રચના છે, એવું માયાવી મહાપુરુષ વિરાટ ભગવાનનું સ્વરૂપ જોઇને, બ્રહ્મા આનંદ પામ્યા.

तस्मै भवान्हयशिरस्तनुवं च बिभ्र-
द्वेदद्रुहावतिबलौ मधुकैटभाख्यौ ।
हत्वाऽनयच्छ्रुतिगणांस्तु रजस्तमश्च
सत्त्वं तव प्रियतमां तनुमामनंति ॥ ३७ ॥

इत्थं नृतिर्यगृषिदेवझषावतारै-
र्लोकान् विभावयसि हंसि जगत्प्रतीपान् ।
धर्मं महापुरुष पासि युगानुवृत्तं
छन्नः कलौ यदभवास्त्रियुगोऽथ स त्वम् ॥ ३८ ॥

नैतन्मनस्तव कथासु वैकुंठनाथ
संप्रीतये दुरितदुष्टमसाधु तीव्रम् ।
कामातुरं हर्षशोकभयैषणार्तं
तस्मिन्कथं तव गतिं विमृशामि दीनः ॥ ३९ ॥

૩૭ વળી આપે હયગ્રીવનો અવતાર ધારણ કરીને દેવતાઓનો દ્રોહ કરનારા રજોગુણ તથા તમોગુણની મૂર્તિરૂપ, મહાબળશાળી મધુ તથા કૈટભ નામના બે દૈત્યોનો નાશ કરીને, પાછા બ્રહ્માને વેદ આણી આપ્યા હતા. હે પ્રભુ! તે સત્વગુણી મૂર્તિને, તમારી પ્રિય મૂર્તિ કહે છે.

૩૮ હે મહાપુરુષ! એ પ્રમાણે જ તમે, મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિદેવ તથા મત્સ્યના અવતારો ધારણ કરીને લોકોની રક્ષા કરો છો અને જગતનો દ્વેષ કરનારા પાપી લોકોનો નાશ કરો છો. યુગે યુગે ચાલ્યા આવતા ધર્મનું પાલન કરનારા છો; પરંતુ કલિમાં ગુપ્ત રહો છો; એટલા માટે તમે ત્રિયુગના નામથી પ્રખ્યાત છો.

૩૯ હે વૈકુંઠનાથ! પાપ વડે દૂષિત થયેલું બહિર્મુખ, અસ્થિર, કામનાથી આતુર, હર્ષ, શોક, ભય તથા તૃષ્ણાથી પીડિત એવું મારું આ મન, તમારી કથાથી પ્રસન્ન થતું નથી; માટે હું દીન તમારી ગતિનો મારા મનમાં કેવી રીતે વિચાર કરી શકું!

जिह्वैकतोऽच्युत विकर्षति माऽवितृप्ता
शिश्नोऽन्यतस्त्वगुदरं श्रवणं कुतश्चित् ।
घ्राणोऽन्यतश्चपलदृक् क्व च कर्मशक्ति-
र्बह्व्यः सपत्न्य इव गेहपतिं लुनंति ॥ ४० ॥

एवं जंन निपतितं भववैतरण्या-
मन्योन्यजन्ममरणाशनभीतभीतम् ।
पश्यञ्जनं स्वपराविग्रहवैरमैत्रं
हंतेति पारचर पीपृहि मूढमद्य ॥ ४१ ॥

कोन्वत्र तेऽखिलगुरो भगवन्प्रयास
उत्तारणेऽस्य भवसम्भवलोपहेतोः ।
मूढेषु वै महदनुग्रह आर्तबन्धो
किं ते न ते प्रियजनाननुसेवतां नः ॥ ४२ ॥

૪૦ હે અચ્યુત! તૃપ્તિ ન પામતાં જિહ્વા એક તરફથી મને ખેંચે છે; બીજી તરફથી શિશ્ન કામેચ્છાથી મને ખેંચે છે; ત્રીજી તરફથી ત્વચા ઇંદ્રિય સ્પર્શ સુખ માટે મને ખેંચે છે. ચોથી તરફથી પેટ, આહાર માટે ખેંચે છે, પાંચમી તરફથી શ્રવણેન્દ્રિય, મધુર શબ્દો સાંભળવા માટે મને ખેંચે છે; છઠ્ઠી તરફથી ઘ્રાણેંદ્રિય (નાસિકા) સુગંધ લેવા માટે મને ખેંચે છે, સાતમી તરફથી ચપળ એવાં નેત્ર, સુંદર રૂપ જોવા માટે મને ખેંચે છે; આ પ્રમાણે કર્મેન્દ્રિયો પોતપોતાના વિષયો તરફ મને ખેંચે છે અર્થાત્ ઘણી સોકયો જેમ પોતાના ભર્તારને ઉતરડી નાંખે, તેમ જ ઇંદ્રિયો મને ઉતરડી નાંખે છે.

૪૧ હે મહારાજ! હું જ કેવળ આવી દુઃખી દશાને પામ્યો છું એમ નથી, પરંતુ એ પ્રમાણે જ બીજાં મનુષ્ય પણ દુઃખી છે. તેઓ સંસારરૂપી વૈતરણી નદીમાં પડેલા છે, એક બીજાથી થતાં જન્મ મરણ તથા ભક્ષણના ભયથી અત્યંત ડરે છે, પોતાના સાથે કલહ વૈર અને મૈત્રી કર્યા કરે છે માટે હે નિત્યમુક્ત, પ્રભુ! આવાં મૂઢ મનુષ્યો ઉપર કૃપા કરીને તેઓને સંસારરૂપી વૈતરણીમાંથી બહાર કાઢી, તેની રક્ષા કરો.

૪૨ કદાચ આપ કહેશો કે, મારે એકલાએ સર્વ મનુષ્યોનો કેવી રીતે ઉદ્ધાર કરવો! તેના ઉત્તરમાં કહેવાનું કે, હે અખિલ ગુરુ! હે ભગવન્! આપ આ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરો છો તે તમને આ સર્વ જગતનો ઉદ્ધાર કરવામાં શું શ્રમ પડવાનો છે? હે આતુર જનના બંધુ! મૂઢ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવો, એમાં જ મહત્તા સમાયલી છે; પરંતુ તમારા ભક્તજનોની સેવા કરનારા અમ લોકોનો તમે ઉદ્ધાર કરશો, તેમાં નવાઇ શી?

नैवोद्विजे पर दुरत्ययवैतरण्या-
स्त्वद्वीर्यगायनमहाऽमृतमग्नचित्तः ।
शोचे ततो विमुखचेतस इन्द्रियार्थ-
मायासुखाय भरमुद्वहतो विमूढान् ॥ ४३ ॥

प्रायेण देवमुनयः स्वविमुक्तिकामा
मौनं चरंति विजनेन परार्थनिष्ठाः ।
नैतान्विहाय कृपणान्विमुमुक्ष एको
नान्यं त्वदस्य शरणं भ्रमतोऽनुपश्ये ॥ ४४ ॥

यन्मैथुनादि गृहमेधिसुखं हि तुच्छं
कण्डूयनेन करयोरिव दुःखदुःखम् ।
तृप्यंति नेह कृपणा बहुदुःखभाजः
कण्डूतिवन्मनसिजं विषहेत धीरः ॥ ४५ ॥

૪૩ હે પરમાત્મા! આપનાં પરાક્રમોનાં ગાયનરૂપી મહા અમૃતમાં મારું મન ડૂબેલું છે, તેથી હું તો તરી શકાય નહિ તેવો સંસારરૂપી વૈતરણી નદીથી ઉદ્વેગ પામતો નથી; પરંતુ જેઓનું મન તમારી કથાથી વિમુખ છે તથા જેઓ મિથ્યા ઇંદ્રિયોના સુખને માટે કુટુંબોનો ભાર વહ્યા કરે છે તેવા મૂઢ લોકોનો હું શોક કરું છું.

૪૪ હે દેવ! કદાચ તમે કહેશો કે, તું તારે મુક્તિ લઈ લે, બીજા મૂઢ મનુષ્યોને તો તત્વવેત્તા મુનિઓ ઉપદેશ આપશે. તેના ઉત્તરમાં કહેવાનું કે, મુનિઓ તો ઘણું કરીને પોતાની મુક્તિ કરવાની ઇચ્છાથી વનમાં એકાંત પ્રદેશમાં તપશ્ચર્યા કરે છે, બીજાનું કંઈ પણ કાર્ય કરવામાં તત્પર રહેતા નથી; માટે હું આ કૃપણ લોકોને છોડીને એકલો મુક્તિ પામવાની ઇચ્છા રાખતો નથી. આટલું બધું આપને કહેવાનું કારણ એ છે કે, આ ભવાટવીમાં ભટકતા લોકોને તમારા વિના બીજું શરણ હું જોતો નથી.

૪૫ ગૃહસ્થાશ્રમમાં મૈથુનાદિકનું જે સુખ છે, તે તુચ્છ છે. શરીરમાં ખરજ આવવાથી બન્ને હાથવતી ખંજવાળવા વડે, જેમ એક દુઃખ મટાડતાં બીજું દુઃખ ઉત્પન્ન થાય છે, તેમજ વિષય સુખોમાં પણ એક દુઃખ દૂર કરતાં બીજું દુઃખ આવી પડે છે. કૃપણ લોકો બહુ દુઃખો ભોગવે છે, તો પણ તેઓ સંસારના વિષય સુખથી ધરાતા નથી, પરંતુ કોઇક ધીરજવાન્ મનુષ્ય જ આપની કૃપાથી ખરજની પેઠે કામની ખરજને પણ સહન કરે છે.

मौनव्रतश्रुततपोऽध्ययनस्वधर्म-
व्याख्यारहोजपसमाधय आपवर्ग्याः ।
प्रायः परं पुरुष ते त्वजितेन्द्रियाणां
वार्ता भवंत्युत न वाऽत्र तु दांभिकानाम् ॥४६॥

रूपे इमे सदसती तव वेदसृष्टे
बीजांकुराविव न चान्यदरूपकस्य ।
युक्ताः समक्षमुभयत्र विचिन्वते त्वां
योगेन वह्निमिव दारुषु नान्यतः स्यात् ॥४७॥

त्वं वायुरग्निरवनिर्वियदम्बुमात्राः
प्राणेंद्रियाणि हृदयं चिदनुग्रहश्च ।
सर्वं त्वमेव सगुणो विगुणश्च भूमन्
नान्यत्त्वदस्त्यपि मनोवचसा निरुक्तम् ॥ ४८ ॥

૪૬ મૌન, ચાંદ્રાયણાદિ વ્રત, શાસ્ત્રશ્રવણ, તપશ્ચર્યા, વેદાધ્યયન, સ્વધર્માચરણ, વ્યાખ્યાન, એકાંત નિવાસ, જપ તથા સમાધિ દશ મોક્ષનાં સાધન છે; પરંતુ એ સાધનો ઘણું કરી ઇંદ્રિયાધીન મનુષ્યોને આજીવિકામાં ઉપયોગી થઈ પડે છે તથા દાંભિક મનુષ્યોને તો સમય ઉપર ઉદર પોષણ માટે ઉપયોગી થઇ પડે છે અને કોઇક સમયે ઉપયોગી થતાં પણ નથી.

૪૭ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ એમ પ્રવાહરૂપે ચાલતાં તમારાં આ કાર્ય–કારણ રૂપ બે સ્વરૂપ વેદે પ્રકટ કરેલાં છે. પ્રાકૃતરૂપ રહિત જે તમે, તેનાં જ તે રૂપ છે; પરંતુ તમારાથી જુદાં નથી. મથન કરવાથી જેમ અગ્નિ લાકડાંમાં રહેલો છે તે જોવામાં આવે છે; તેમ જ જિતેંદ્રિય પુરુષો યોગાભ્યાસથી કાર્ય કારણ બન્નેમાં રહેલા તમને સાક્ષાત્ જુવે છે. કાર્ય કારણ તમારા વિના બીજા, પ્રધાન તથા પરમાણુ આદિથી ઉત્પન્ન થતા નથી.

૪૮ હે વ્યાપકદેવ! વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, જળ, શબ્દાદિક વિષયો, પ્રાણ, ઈન્દ્રિયો, મન, ચિત્ત, અહંકાર, સ્થૂલ તથા સૂક્ષ્મ, એ સર્વ તમે જ છો. તમે જ મન વડે તથા વચન વડે જે કંઈ પ્રકાશિત થાય છે, તે સર્વ પણ તમારાથી જુદું નથી.

नैते गुणा न गुणिनो महदादयो ये
सर्वे मनः प्रभृतयः सहदेवमर्त्याः ।
आद्यन्तवन्त उरुगाय विदंति हि त्वा-
मेवं विमृश्य सुधियो विरंमति शब्दात् ॥ ४९ ॥

तत्तेऽर्हत्तम नमःस्तुतिकर्मपूजाः
कर्मस्मृतिश्चरणयोः श्रवणं कथायाम् ।
संसेवया त्वयि विनेति षडंगया किं
भक्तिं जनः परमहंसगतौ लभेत ॥ ५० ॥

नारद उवाच ॥
एतावद्वर्णितगुणो भक्त्या भक्तेन निर्गुणः ।
प्रऱ्हादं प्रणतं प्रीतो यतमन्युरभाषत ॥ ५१ ॥

श्रीभगवानुवाच ॥
प्रह्लाद भद्र भद्रं ते प्रीतोहं तेऽसुरोत्तम ।
वरं वृणीष्वाभिमतं कामपूरोऽस्म्यहं नृणाम् ॥ ५२ ॥

૪૯ આ ગુણો, ગુણવાનો, મહત્તત્વાદિક, મન વગેરે દેવતાઓ અને મનુષ્યો, આદિ તથા અંતવાળા છે. તેઓ, હે મહાકીર્તિવાળા ઈશ્વર! આદિ તથા અંતરહિત તમારાં સ્વરૂપને જાણતા નથી; આમ વિચાર કરીને બુદ્ધિશાળી પુરુષો અધ્યયનાદિક વ્યાપારનો ત્યાગ કરીને, કેવળ તમારી જ ઉપાસના કરે છે.

૫૦ માટે હે પૂજ્યતમ! નમસ્કાર, સ્તુતિ, સર્વ કર્મો અર્પણ કરવાં, પૂજન, આપનાં ચરણનું સ્મરણ, આપની કથાનું શ્રવણ એ રીતે તમારી છ અંગવાળી સેવા કર્યા વિના પરમહંસોને મળી શકે તેવા ભગવાનની મનુષ્ય કેવી રીતે ભક્તિ કરી શકે અને ભક્તિ કર્યા વિના મોક્ષ પણ મળે નહિ અને સેવા વિના ભક્તિ સિદ્ધ થાય નહિ, એટલા માટે પ્રથમ માગેલું તમારું દાસત્વ મને આપો.

૫૧ નારદ બોલ્યા—ઉપર પ્રમાણે ભક્ત પ્રલ્હાદે ભક્તિથી નિર્ગુણ ભગવાનના એટલા ગુણોનું વર્ણન કર્યું તે પછી ક્રોધને નિયમ-માં રાખી, પ્રસન્ન થઇને નૃસિંહ ભગવાન, પ્રણામ કરનાર પ્રલ્હાદને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં.

૫૨ શ્રીભગવાન્ કહે છે—હે અસુરશ્રેષ્ઠ પ્રલ્હાદ! તારું કલ્યાણ થાઓ. હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હે ભદ્ર! હું મનુષ્યોના મનોરથો પૂરનારો છું, માટે તું ઇચ્છિત વર માગી લે.

मामप्रीणत आयुष्मन् दर्शनं दुर्लभं हि मे।
दृष्ट्वा मां न पुनर्जंतुरात्मानं तप्तुमर्हति ॥ ५३ ॥

प्रीणंति ह्यथ मां धीराः सर्वभावेन साधवः।
श्रेयस्कामा महाभागा सर्वासामाशिषां पतिम् ॥ ५४ ॥

एवं प्रलोभ्यमानोऽपि वरैर्लोकप्रलोभनैः।
एकांतित्वाद्भगवति नैच्छत्तानसुरोत्तमः ॥ ५५ ॥

इति श्रीभागवते महापुराणे सप्तमस्कंधे प्रह्लादचरिते
भगवत्स्तवो नाम नवमोऽध्यायः ॥९॥



૫૩ હે આયુષ્યવાળા! જે મને પ્રસન્ન કરતો નથી, તેને મારું દર્શન દુર્લભ છે. તેમ જ મારાં દર્શન કરીને પ્રાણી ફરીને સંતાપ પામતો નથી.

૫૪ એટલા માટે કલ્યાણની કામનાવાળા, મહાભાગ્યશાળી તથા સદ્‌ગુણવાળા, ધીર પુરુષો, સર્વ સુખોના સ્વામી એવા મને સર્વ પ્રકારના ભાવવડે પ્રસન્ન કરે છે.

૫૫ નારદ કહે છે—આ પ્રમાણે લોકોને લલચાવનારાં વરદાનોથી પ્રલ્હાદને બહુ લોભાવ્યો, તો પણ તે અસુરશ્રેષ્ઠ પ્રલ્હાદ ભગવાનનો નિષ્કામ ભક્ત હતો તેથી તેણે વરની ઈચ્છા કરી નહિ.

ઈતિ શ્રીમહાપુરાણ ભાગવતવિષે સપ્તમ સ્કંધમાં 'પ્રલ્હાદ ચરિત્ર વિષે ભગવત્સ્તુતિ' નામનો અધ્યાય ૯ મો સંપૂર્ણ.



## ભજન.

### રાગ બિહાગ—તીન તાલ

નહીં છોડું રે બાબા રામ નામ,
મેરો ઔર પઠન સોં નહીં કામ ॥ ધ્રુ૦ ॥
પ્રહ્લાદ પઠાયે પઢન શાલ,
સંગ સખા બહુ લિયે બાલ ।
મોકો કહા પઢાવત આલજાલ,
મેરી પટિયા પૈ લિખ દેઉ શ્રીગોપાલ ॥ ૧ ॥
યહ પંડા મરકે કહ્યો જાય,
પ્રહ્લાદ બુલાયે વેગ ધાય ।
તૂ રામ કહન કી છોડ બાન,
તુઝે તુરત છુડાઉં કહો માન ॥ ૨ ॥
મોકો કહા સતાવો બારબાર,
પ્રભુ જલ થલ નભ કીન્હો પહાર ।
એક રામ ન છોડૂં ગુરૂહિ ગાર,
મોકો ઘાલ જાર જાહે માર ડાર ॥ ૩ ॥
કાઢ ખડ્ગ કોપ્યો રિસાય,
કહું રાખનહારો, મોહિ બતાય ।
પ્રભુ ખંભ સે નિકસે હૈ વિસ્તાર,
હરિણાકુશ છેદ્યો નખ વિદાર ॥ ૪ ॥
શ્રી પરમપુરૂષ દેવાધિદેવ ?
ભકત હેત નરસિંહ ભેખ !
કહે કબીર કોઉ લખે ન પાર,
પ્રહ્લાદ ઉબારે અનેક બાર ॥ ૫ ॥

---

આશ્રમભજનાવલિ.

સુરનન્દિની રસમૂલધર—
પ્રભુ! જય શાંતિ છાવઃ
જમ્બુ પદ્મ પુષ્પક પ્રભા—
તારક લીલા સ્હાવ!